# સ્પર્શાસ્પર્શવિચાર

લખનાર

## કાશીશંકર મૂળશંકર

વડોદરા

આ નિબંધ

ીમંત સરકારે નીમેલી સાક્ષર મંડળીએ

મંજુર કરેલો

તે

" વીરક્ષેત્ર મુદ્રાલય " પ્રેસ કં. લી. માં છપાવી

સંવત્ ૧૯૬૬ ની સાલમાં પ્રસિદ્ધ કર્યો.

કિંમત રૂ ૦-૧૨-૦

રામાં છુટક વેચનાર બુકસેલર મોહનલાલ મનસુખરામ શાહ.

# પ્રસ્તાવના.

શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ જેઓ પોતાની પ્રજાની ઉન્નતિ માટે હમેશ યત્નશીલ છે તથા જેઓ કોઇપણ સિદ્ધાંતના વિચારની બન્ને બાજુઓ જોઇ નૈસર્ગિક શું અને કૃત્રિમ શું, તે શોધવાની હમેશ કલ્યાણ-કારી ઇચ્છા ધરાવે છે અને જેઓ ભારતવર્ષના ભૂપતિઓમાં વિદ્યાવિનયસંપત્તિ આદિ ગુણો વડે વિશેષ રીતે ઊર્જિતપણાને પામેલા છે, તેમની-શાસ્ત્રસંમત મહાન વિષ્ણુ વિભૂતિની-આ નિબંધ લખવા માટે થયેલી આજ્ઞાને ઈશ્વર આજ્ઞા પ્રમાણે સ્વીકારીને આ નિબંધ લખવામાં મારી પ્રવૃત્તિ થઇ અને નિબંધ પ્રસિદ્ધ કરવાનો સમય પ્રાપ્ત થયો.

ઈશ્વર કૃપાથી આ નિબંધ લોકસમુદાય પાસે હું નમ્રતાપૂર્વક રજુ કરવાની રજા લઉં છું, પણ તેજ વખતે હું જાણું છું કે હું એક સાહસ કરૂં છું અને તેથી મારે નિશ્ચય તથા ધૈર્ય એ બેનેજ શરણ રહેવું જોઇએ; અને તેમજ કર્યું છે. લોક સેવા જાણીને જ મેં આ કામનો આરંભ કર્યો હતો; અને તેથી ઈશ્વરે મને આ કામમાં નિમિત્ત કર્યો તે માટે તે કૃપાળુ પરમાત્માને પુનઃ પુનઃ પ્રણામ કરીને વારંવાર વિચાર કરૂં છું કે તે સર્વશક્તિમાને આ નિમિત્ત કરવામાં મને ક્યાં શોધી કાઢયો ! વળી તે જગન્નિયંતા આ કાર્યની પ્રેરણા કરીને-જ અલગ રહ્યો નથી, પણ અજાયબી ભરેલી રીતે આ નિબંધ ઉપર તેણે આરંભથીજ નજર રાખી છે. એટલું કરીનેજ તે અટક્યો નથી; પણ આ વાતનો વધારે વિસ્તાર કરવાની અત્રે આવશ્યકતા નથી. પણ મારા મિત્રોને અને

સર્વ શ્રદ્ધાળુ વાચકોને હું આ એક ખુશાલીભરેલી ખબર આપું છું કે રામ, કૃષ્ણ, વ્યાસ અને શંકરાચાર્ય જેવા જગદ્‌ગુરૂઓએ જે સનાતન ધર્મને ગતિ આપી છે અને જે ધર્મના સંરક્ષણને માટે તે મહાત્માઓએ–તે ઇશ્વરરૂપ સર્વજ્ઞોએ–પ્રાણી માત્ર ઉપર કૃપા કરીને, અધ્યાત્મ વિદ્યાનો પ્રકાશ પૃથ્વી ઉપર પાડ્યો છે, તે અધ્યાત્મ વિદ્યાને શરણ રહીને સનાતન ધર્મના અભ્યુદયમાં, પૂરી આવડ ન છતાં પણ અંતઃકરણપૂર્વક, જો કોઇ પામર જન પણ પ્રયત્ન કરે છે તો તેમાં તેનો યોજક સર્વાન્તર્યામી પરમેશ્વર નિઃસંશય મદદ માટે પાસેજ ઉભેલો હોય છે. તમારા પ્રયત્નો સન્માર્ગે ચલાવો, તમને તેની મદદ જરૂર મળશે.

આ નિબંધમાં જે કંઇ લખવામાં આવ્યું છે તે બીજા કોઇ ધર્મવાળાને કે જૂદો મત ધરાવનારને અનુકૂળ ન જણાય તો તે ઉપરથી તેમણે એમ સમજવાનું નથી કે આમાં કંઇ બુદ્ધિપૂર્વક પ્રતિકૂળતા આવવા દીધી છે. કોઇ મુકરર પંથ, સમાજ કે સંપ્રદાય માટે આ પુસ્તક લખ્યું જ નથી, અથવા પહેલેથી વિચાર કરી રાખીને લખ્યું નથી. પ્રસંગ આવ્યો માટેજ લખ્યું છે, અને સનાતન ધર્મના સિદ્ધાંતોનું કિંચિત્ રહસ્ય બતાવવાનો માત્ર આમાં પ્રયત્ન કર્યો છે. પોતાને ખરી જણાતી વાત કોઇ પક્ષકાર કહી જતો હોય તે સાંભળતાં જેમ ન્યાયાધીશ તેના ઉપર નારાજ થતો નથી તેમ કોઇએ પણ આ નિબંધ વાંચીને મારા પ્રત્યે નારાજ થવા જેવું નથી. મેં તો સર્વનું–માણસ માત્રનું–કલ્યાણ ઇચ્છીનેજ આમાં બે અક્ષર લખ્યા છે અને તે પણ પ્રથમ કહ્યું તેમ **केनापि देवेन हृदि स्थितेन** હૃદયમાં રહેલા ઇશ્વરે જેમ પ્રેર્યો તેમ પ્રેરાયો છું. મને પોતાને સનાતન ધર્મના જે સિદ્ધાંતો સર્વ

રીતે માન્ય જણાયા હોય તે સિદ્ધાંતો હું પ્રસિદ્ધપણે વખાણું તેમાં કોઇને નારાજ થવાનું કારણ નથી. જેમ જેને ઠીક લાગશે તેમજ તે કરશે. પણ અનેક બાબતોનું તારતમ્ય કરવામાં લોક સમુદાય ખરી રીતે વિજય પામે તે માટે સઘળી બાબતો બને તેટલે દરજ્જે પુરતી હકીકત સાથે રજુ થવી જોઇએ અને તેવોજ આ એક સાધારણ પ્રયત્ન છે.

આ નિબંધના લેખનો પાયો વર્ણવ્યવસ્થા હોવાથી તે વિષે આમાં કેટલુંક કહેવામાં આવ્યું છે પણ તે ટુંકામાંજ છે. વર્ણવ્યવસ્થા એ હિંદુસ્તાનમાં હિંદુઓના હિંદુપણાનું મુખ્ય નિશાન છે. વર્ણાશ્રમ વ્યવસ્થામાં જેટલો બિગાડ કરવામાં આવે છે તેટલો હિંદુપણામાંજ બિગાડ પેસે છે. આ રીતેજ દુઃખકારક અનર્થો જન્મે છે અને તે ધીમે ધીમે ઉછરી આવી પ્રજાજનોને દીર્ઘકાલિક રોગમાં પીડે છે. અધ્યાત્મ વિદ્યાનો પ્રકાશ આવી વખતે લોકોને ઉપકારક થાય છે; અને આ વિદ્યા સનાતન ધર્મના આચાર વિચાર જેવાં બંને અંગમાં પાલન વિના સર્વાંશે પ્રાપ્ત થવી મૂશ્કેલ છે.

પણ સમયે ચેતવું સુખકારક થાય છે. અધર્મનો અગ્નિ ભારતવર્ષમાં ભયંકર રીતે ભભુકી ઉઠે તે પહેલાંજ બને તેટલા પ્રયત્નો સુજ્ઞોએ કરવાને તત્પર રહેવું જોઇએ. ખરેખર જાગૃત થવાનોજ આ અવસર છે. જો ઉભાં નહીં થઇએ ને જાગૃત નહીં થઇએ તો આળસ અને પ્રમાદના ભોગ આપણેજ થઇ પડીશું, એમાં સંશય નથી. આગળ કલિયુગ વધારે જામ્યા પછી આ વર્ણાશ્રમ વ્યવસ્થા રહેવાની નથી એમ આપણને અત્યારે સમજાય છે, તે પ્રાચીન મહર્ષિઓને પહેલેથીજ સમજાયું હતું અને તેથી તેઓ નિઃશ્વાસ નાખીને લખી ગયા છે કે,

यावद्वर्णविभागोऽस्ति यावद्वेदः प्रवर्त्तते ।
संन्यासं चाग्निहोत्रं च तावत्कुर्यात्कलौ युगे ॥

કલિયુગમાં જ્યાં સુધી વર્ણ વિભાગ છે અને વેદ પ્રવર્તે છે ત્યાં સુધી સંન્યાસ અને અગ્નિહોત્ર કરવાં.

પણ આ નઠારો કાળ આપણી પાસે આવવાનો છે છતાં પણ તેનું જેમ બને તેમ નિવારણ કરવું એ કર્તવ્યજ છે. જે સ્થિતિ ચાલુ થઇ છે તે સુધરવી કઠિન છે અને આપણે જે ગાડીમાં બેઠા છીએ તે ગાડી એવા રસ્તા ઉપર દોડે છે કે જે રસ્તે આગળ ઊંડી અંધારાવાળી ખાઇ આવવાની છે અને અધઃપાત થવાનો છે; પણ જો આપણે પ્રથમથી સાવચેત થઇશું તો એ અકસ્માત્‌ના ભોગ ઓછા થશે. નિરાશ ન થતાં આવા પ્રયત્નો બને તેણે જરૂર કરવા; કેમ કે એવા પ્રયત્નો પુણ્યથી ભરેલા છે. ખોટે રસ્તે ચઢેલા, આચારને નહીં પાળનારા અને એવાજ બીજા ભૂલા પડેલાઓને સાચો રસ્તો સજ્જનોએ બતાવવો જોઇએ અને તેમને કહેવું જોઇએ કે આ સાચા રસ્તા ઉપર ચાલી ઇશ્વરને શરણે રહેશો તો જરૂર કૃતાર્થ થશો અને આ લોકમાં પણ વિશેષ રીતનાં દુઃખ નહીં પામો. હાથમાં આવેલો મનુષ્ય જન્મ સાર્થક કરવાનો વિચાર જેમ બને તેમ માણસ જાતમાં વધારે વિસ્તાર પામે એજ આપણા અગ્રેસરોનું હમેશ કર્તવ્ય હોવું જોઇએ. લોકો ધર્મનું અવલંબન વધારે કરે એવાજ પ્રયત્નો, સર્વ સદ્‌ગુરુઓના, વિશેષ અગથી પણ, હોવા જોઇએ. સનાતન ધર્મોના સિદ્ધાંતોનું દૃઢાવલંબન હોઇનેજ હિંદુસ્તાનમાં રાજ્ય પણ ચાલવાં જોઇએ. જે ઉન્નતિનો ખ્યાલ આજકાલ આપણા મિત્રો બાંધે છે તે કરતાં પણ વધારે ઉન્નતિનો એજ સર્વથી શ્રેષ્ઠ, સીધો અને સરળ માર્ગ છે. આપણા અગ્રેસરોએ આ

વાતમાં જરા પણ ઓછી દરકાર રાખવી જોઇએ નહીં. કદી કોઇ પોતે છુટ છાટથી ચાલતો હોય તો તેની મરજી, પણ એવી હકીકતો પ્રજાના આગળ આવવા દેવી એ તો એક મોટી નારાજ કરનારી ભૂલ છે.

વળી સારાં વર્ત્તમાનપત્રોના યોજકોએ પણ સનાતન ધર્મના વર્ણાશ્રમાદિ બંધારણને શિથિલતા મળે એવી કંઇ પણ તજવીજ પોતાના પત્ર મારફત થવા જેવો પ્રસંગ આવે ત્યારે એ વિષયમાં પોતે ઘણી રીતે અભ્યાસ, વિચાર અને શોધ કરી નિશ્ચય ઉપર આવેલા છે એમ જ્યારે પોતે ખાત્રીથી માનતા હોય ત્યારેજ પોતાને યોગ્ય લાગે તેમ થવા દેવું યોગ્ય છે. નહિ તો વર્ણાશ્રમના બંધારણને હમેશ ટેકો આપી ચાલવું એજ હિતકારક છે. પરદેશમાં અને દુનિયાંની પેલીપારનાં વર્ત્તમાનપત્રો હિંદુસ્તાનના ધર્મના સંરક્ષણને અર્થે કોઇ વાર સંભાળથી લખેછે ત્યારે હિંદુસ્તાનનાંજ વર્ત્તમાનપત્રોની એ તો એક ઉદાર ફરજ છે કે તેમણે સનાતન હિંદુધર્મના સંબંધમાં વિશેષ રીતે લક્ષ આપવું જોઇએ; ભલે તે પત્રકાર પછી અંગ્રેજ હોય, પારસી હોય, હિંદુ હોય કે મુસલમાન હોય. વળી આ ઉદાર ફરજ એટલા માટે છે કે આ સનાતન ધર્મ સૃષ્ટિના સ્થાપન વખતેજ પ્રેરિત થયેલો છે અને સૌથી જૂનો છે. આ ઉદાર ફરજમાટે આ કારણ વાસ્તવિક જણાતું ન હોય તોપણ એક પ્રાચીનમાં પ્રાચીન અને ગહન સિદ્ધાંતોવાળો સનાતન ધર્મ કે જેને માટે કોઇના ઉપર જૂલમ કે બલાત્કાર કોઇ વાર થયો નથી, અને જેની વર્ણવ્યવસ્થામાં મનુષ્યકૃત ઉમેરો થઇ શકતો નથી તેના તરફ-જેમ સંગ્રહસ્થાનમાંની એક જૂનામાં જૂની ચીજ તરફ-જેમ સર્વ તરફથી વિશેષ કાળજી રાખવામાં આવે છે અને માનથી જો-

વાય છે તેમ તો કાળજી રાખવાને સર્વ સદ્‍ગૃહસ્થો પોતાની ફરજ સમજે છે. હિંદુસ્તાનને હિંદુસ્તાન તરીકેજ ટકાવવામાં રાજા પ્રજાની શોભા છે અને તેથીજ હિંદુપણાને ટકાવનાર સનાતનધર્મના પ્રાચીન બંધારણ તરફ સર્વેએ અમૃત દૃષ્ટિથી જોવું એવી મારી તેમના પ્રત્યે પ્રાર્થના છે.

આજ સુધીનો હિંદુસ્તાનનો ઇતિહાસ જોતાં એમ જણાયું છે કે જ્યારે જ્યારે અધર્મ ઘણી રીતે વધી જાય છે ત્યારે ત્યારે સનાતન ધર્મને ગતિ આપનાર, એક દૈવી બળ ઉત્પન્ન થાય છે અને એ બળ અધર્મના ઉપર એક જોરદાર પ્રહાર કરે છે. રાવણ નામનો બળવાન રાજા લંકામાં રાજ્ય કરતો હતો. માલ્યવાન નામે તેને ત્યાં એક બુદ્ધિમાન અને વૃદ્ધ પ્રધાન હતો; પણ રાવણની રાજનીતિમાં એક એવું ધોરણ ઠરેલું હતું કે જ્યાં ત્યાં અધર્મ પ્રવૃત્તિ કરવી. આ કારણથી ચારે બાજુએ, રાજ્યમાં અને પરહદમાં, જ્યાં જોર ચાલી શકે, ત્યાં લોકો સુખથી ધર્મપાલન કરી શકે નહી એવી તજવીજો શરૂ થવા માંડી. સનાતન ચાર વર્ણોમાં ધર્મના પાલન અને તપ તથા યોગ અને આસ્તિકયમાં બ્રાહ્મણ વર્ણ મુખ્ય હોવાથી રાવણે બ્રાહ્મણોને વધારે પીડા કરવા માંડી. અરણ્યમાં ઋષિલોકોના આશ્રમોમાં અનેક હરકતો ઉભી કરવામાં આવી. યજ્ઞ યાગાદિ ક્રિયા વખતે અસ્થિ રૂધિરાદિ અસ્પર્શ્ય વસ્તુઓ ઠેકાણે ઠેકાણે ફેંકવામાં આવી; પવિત્ર સ્થિતિમાં તેમના ઉપર અનેકવાર ખોટા આરોપ ઊભા કરવામાં આવ્યા અને તેમના ઉપર અનેક જાતના વેરા નાખી નાણાં માગવામાં આવ્યાં. ઈશ્વર લાંબો વખત આ સ્થિતિ ખમી શકે એમ તો નજ રહ્યું. માલ્યવાને પરશુરામને મહારાજા રાવણની રાજ્યવ્યવસ્થાવિષે એક પત્ર લખી અભિપ્રાય

પૂછ્યો. રાજ્ય બીજી રીતે ઠીક ચાલતું હતું તે વાત પરશુરામ જાણતા હતા, અને બ્રાહ્મણ તથા બીજા ધર્મતત્પર લોકો ઉપર જૂલમ થાય છે, તે વાતથી પણ તેઓ અજાણ નહોતા; તેથી તેમણે ઉત્તરના છેવટમાં લખ્યું કે બધું તો ઠીકછે પણ **ब्राह्मणातिक्रमत्यागो भवतामेव भूतये.** વૃદ્ધ માલ્યવાન આ વાત જાણતો હતો પણ રાવણ આગળ તેનું ચાલતું નહીં. રાવણને તેણે ઘણું સમજાવ્યો પણ રાવણ એકનો બે થયોજ નહીં. પરિણામે સનાતનધર્મનું બળ ભારતવર્ષમાં ઉત્પન્ન થવા માંડ્યું. મહારાજા દશરથને ઘેર ચાર પુત્રોનો જન્મ થયો, અને હનુમાન વિગેરે અસંખ્ય બળવાન દેહીઓ દક્ષિણના ડુંગરોમાં ઉત્પન્ન થયા. આ મહા બળસમુદાયે એકત્ર થઇ મહારાજા રાવણનો સંપૂર્ણ પરાજય કર્યો. જરાસંધ, કંસ અને યાદવ કુળનો નાશ દ્વાપરના અંતમાં એમજ થયો તથા તેવામાંજ ભારત યુદ્ધના હંગામમાં હજારોનો સંહાર થયો. ભગવાન શંકરાચાર્યના જન્મ માટે પણ આવાજ સંજોગો હતા; કેમકે વર્ણાશ્રમ વ્યવસ્થા ઉપર તેવામાં મોટું સંકટ આવ્યું હતું. શાક્તો, કાપાલિકો અને ચાર્વાકોએ ભારતવર્ષમાં ભારે અનાચાર ચલાવ્યો હતો. આ સમયે શંકરાચાર્ય સુધન્વા અને મંડનાદિરૂપે સનાતન ધર્મનું બળ ઉત્પન્ન થઇ અધર્મીઓનો પરાભવ કરવામાં તેણે વિજય મેળવ્યો હતો. આવી રીતે ઉત્પન્ન થયેલા બળના શિખરરૂપ પુરૂષને આ દેશના લોકો અવતાર નામથી ઓળખે છે અને તે શાસ્ત્રસંમત છે. સર્વવ્યાપી અવ્યક્ત ઇશ્વરનાં તે સર્વજ્ઞપણાને ધારણ કરનારાં વ્યક્ત શરીરો ઇશ્વર રૂપેજ પૂજ્ય છે. આ અવતારી પુરૂષો હમેશ વર્ણાશ્રમ ધર્મના સંરક્ષણ અને ઉદ્ધાર માટે પ્રયત્નો કરે છે. શંકરાચાર્યમાં જે બળ ઉત્પન્ન થયું

હતું તે બંળ અવતાર પેહેલાં પ્રતિજ્ઞા કરે છે કે अग्निमं ज्ञान-काण्डमुद्धरिष्यामि. વળી અવતારના કારણમાં જે ઉદ્દેશને વિચાર થયે છે તેમાં એવી હકીકત છે કે,

श्रृणु सौम्य वचः श्रेयो जगदुद्धारगोचरम् ।
कांडत्रयात्मके वेदे प्रोद्धृते स्याद्विजोद्धृतिः ॥
तद्रक्षणे रक्षितं स्यात्सकलं जगतीतलम् ।
तदधीनत्वतो वर्णाश्रमधर्मततेस्ततः ॥

એને ભાવાર્થ એટલોજ છે કે વર્ણાશ્રમ ધર્મનું રક્ષણ થયું તો આખા જગતનું રક્ષણ થયું. એટલે અવતારના કારણમાં જે હેતુને વિચાર થયો છે તે વર્ણાશ્રમ ધર્માના સંબંધમાં આપણે જરા પણ બેદરકાર થવું અથવા તેનાં કલ્યાણકારી બંધનોને શિથિળ થવા દેવાં એ કદાચ મનુષ્યત્વ-થી બનતું હશે પણ હિંદુ મનુષ્યત્વથી તો નજ બનવું જોઇએ.

ઉપર પ્રમાણે ઉદ્દેશને વિચાર થવામાં જે હકીકત રજુ થઇ હતી તેમાં કહેવામાં આવ્યું હતું કે,

वर्णाश्रमसमाचारान् द्विषन्ति ब्रह्मविद्विषः ।
ब्रुवन्त्याम्नायवचसां जीविकामात्रतां प्रभो ॥

"તેઓ વર્ણાશ્રમના આચારને દ્વેષ કરે છે. વેદ, બ્રાહ્મણ, તપ અને બ્રહ્મ એ સર્વને પણ તેઓ દ્વેષ કરનારા છે. તેઓ કહે છે કે વેદનાં વચન તો માત્ર છવિકાને અર્થે બ્રાહ્મણોએ જોડી કાઢેલાં છે."

આ ઉપરથી સમજાય છે કે ભારતવર્ષનાં સનાતન બંધારણ જે ધર્મબીજ પ્રવૃત્ત થયેલાં છે તે લેશ પણ ઉપેક્ષ્ય નથી. માધવાચાર્ય કે વિદ્યારણ્યસ્વામિની, તેમના લેખો દ્વારાજ

માત્ર જણાતી, યોગ્યતાનો વિચાર કર્યા પછીજ આ વિષે શંકા રહેતી હોય તો રાખજો. જો શંકા રહેતી હોય તો પછી શ્રીકૃષ્ણનાં વચનોનો વિચાર કરજો, અને મનુસ્મૃતિને મદદમાં લેજો. રામાયણ અને મહાભારત આદિ ગ્રંથોનું મનન કરજો. જો આ રીતે આગળ ચાલશો તો જરૂર તમે નિઃશંક થશો. આ વર્ણવ્યવસ્થા આ પ્રમાણે ઘણી રીતે ધ્યાનમાં રાખવાની જરૂર હોવાથી આ નિબંધમાં તે ઉપર એક કરતાં વધારે વખત કહેવામાં આવ્યું છે.

આ લેખ આખરે એક નિબંધ જ છે. લોક સમુદાયને તેમાં નવલ કથા જેવો રસ પડવાનો નથી. વળી દૃષ્ટાંતો વિગેરેથી તેમાં રસ અને વિસ્તાર પણ નથી; તો પણ આવા પ્રયત્નો કરવા જેવા છે એમ જેમને લાગશે તે તો એને સ્વીકારશે એવી આશા રાખી છે, આ નિબંધમાં કોઇ ઠેકાણે અસલ વાક્ય મૂકવાને બદલે, પુસ્તક પાસે ન હોવાથી કે બીજા કારણથી, તેના ભાવાર્થવાળું વાક્ય મૂકવામાં આવ્યું હોય, તે મૂળને મળતું ન આવે પણ હેતુ તો ફેરવ્યો નથીજ, તેથી તેને ગ્રાહ્ય ગણી ચાલવાનું સુજ્ઞો સ્વીકારી લેશે. વળી પુસ્તક છાપવાનું કામ ઉતાવળે ચલાવવામાં આવ્યાથી થયેલી ઉતાવળ તથા અજ્ઞાન અને પ્રમાદને લીધે તેમાં શુદ્ધ વા અશુદ્ધ જે કંઇ છપાયું હોય અને દોષો રહી જવા પામ્યા હોય તેને માટે પણ સુજ્ઞ વાચકો દરગુજર કરશે. આ પુસ્તકના સંબંધમાં જે સદ્‌ગૃહસ્થોએ અધિકારના નાતાથી કે બીજી રીતે જે શ્રમ લીધો છે તેમનો તથા આ પુસ્તકના વિદ્વાન પરીક્ષક મંડળનો હું આભાર માનું છું.

શ્રીમન્ત સરકાર મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર એમની ઇચ્છાથી આ નિબંધ

લખાયો છે અને તેમનીજ આજ્ઞા અને મદદથી તે પ્રસિદ્ધ થવા પામ્યો છે, તેથી આ નિબંધ વાંચીને જો કોઇપણ વાચકની સન્માર્ગગમનઇચ્છા દૃઢ થાય અથવા આ નિબંધના લેખથી કોઇ કાળે, કોઇને પણ, કિંચિત્ પણ લાભ થવા જેવો હોય અને થાય તો તેનું શ્રેય શ્રીમંત સરકારનેજ છે. જે મહારાજા પોતાની પ્રજા ઉપર, ફરજીઆત કેળવણી રૂપે પરમ કલ્યાણકારી અને મનુષ્ય માત્રને મનુષ્યત્વ આપનારી વિદ્યાનો આશીર્વાદ વરસાવે છે તે પ્રજાપાલનતત્પર મહારાજા ઉપર નીચે પ્રમાણે આશીર્વાદ વરસો—

कीर्तिस्तवास्तु धनभाग्भव दीर्घजीवी
मान्यो भवान्भव भवस्य भवार्तिहन्तुः ॥
भूलोकसंग्रहपराणि भवन्तु नित्यम्
श्लाघ्यानि ते सुचरितानि कुशाग्रबुद्धेः ॥

---

# અનુક્રમણિકા.

# સ્પર્શ્યાસ્પર્શ્યવિચાર.

## આ પ્રાચીન માન્યતાનો આજસુધી સ્વીકાર.

૧. ઇશ્વરે નિર્માણ કરેલી સ્થૂળ સૃષ્ટિમાં આરંભ કાળથીજ સ્પર્શ્ય અને અસ્પર્શ્ય વિષયો પણ નિર્માણ થયેલા છે. કુદરતજ સ્પર્શ્ય અને અસ્પર્શ્યનો ભેદ બતાવી આપે એવી છે. ગુણ અને દોષ બંનેથી ભરેલા આ જગતમાં સ્પર્શ્ય અને અસ્પર્શ્ય વિચારનો વિવેક અગાધ બુદ્ધિવાળા મહર્ષિઓને સૂક્ષ્મરીતે કરવો પડયો છે. તે વિચાર ન થયો હોત તો ષટ્ શાસ્ત્રના યોજક મહાત્માઓ કેવળ એકદેશી ગણાત. પણ તે મહાનુભાવોએ મનુષ્યજાતિના સુખને અર્થે આ લોક અને પરલોક બંનેનો વિચાર કરી–હાલની દૃષ્ટિએ જે સ્થિતિને આર્થિક ઉન્નતિવાળી કહી શકાય નહીં–તે સ્થિતિમાં કેવળ સંતોષ અને નિષ્ઠાથી રહીને વિવિધ રીતે પ્રકાશિત કરેલા સન્માર્ગો બતાવ્યા છે. સુખ અને દુઃખ શી વસ્તુઓ છે તેનો સંપૂર્ણ વિચાર તેમણે કરેલો છે. પદાર્થોના ગુણ અને દોષ બંને તેમણે તપાસ્યા છે અને સંસર્ગજન્ય દૃશ્ય અને અદૃશ્ય પરિણામોનો અનુભવ જોએલો છે. તેમણે નિર્માણ કરેલા નિયમો અને આપેલી આજ્ઞાઓ લગભગ હમણાં સુધી વગર શંકાએ પળાતા આવ્યા છે. કેવળ ઐહિક સુખનોજ વિચાર કરનારા નાસ્તિકમતવાદી ચાર્વાકોએ પણ વિચાર તરફ જેટલા આક્ષેપો કર્યા છે તેટલા આક્ષેપો આચાર તરફ કર્યા નથી.

વેદધર્મના પ્રાચીન સમયથી માંડીને છેક હાલ સુધીના શુદ્ધ સનાતન ધર્મના સર્વ સંપ્રદાયોના સંસ્થાપકોએ અને ધર્મપ્રવર્તકોએ આચારધર્મને ઓછી અગત્ય આપી નથી. આનું કારણ એવું જણાયું છે કે આચારના પાત્રમાં વિચાર સારી રીતે રહી શકે છે, નિર્દોષ રીતે રહી શકે છે અને શુદ્ધ સ્વરૂપમાં રહી શકે છે. આચાર, વિચારને માટે છે એ પહેલી વાત છે અને આચાર માણસ જાતિના સુખને અર્થે છે એ બીજી વાત છે. અમારા પૂજ્ય મહર્ષિઓની દૃષ્ટિ બંને ઉપર છે અને તેથી તેમણે કરેલી આજ્ઞાઓ કાંઈ પણ સંદેહ વગર આજ સુધી સર્વેએ સ્વીકારી છે. આચારના યોગવાળા વિચારોમાંથી જ્ઞાન જેવું પરમ કલ્યાણકારી તત્વ ઉત્પન્ન થવામાં શિઘ્રગતિ પામે છે. આટલી વાત તો ખરી છે કે જે વાતનો જેણે અનુભવ કર્યો નથી તે વાત કેવળ શબ્દોથી તેને યથાયોગ્ય દૃઢ થતી નથી; તોપણ બુદ્ધિગ્રાહ્ય વિષયો અને વસ્તુઓનું તારતમ્ય બુદ્ધિમાનો હમેશ કરી શકે છે, એ વિચારથી સંતોષ પામી, તે મહાનુભાવ મહર્ષિઓની શબ્દશકિતઓનું અવલંબન કરી, ઇશ્વરના કૃપાકટાક્ષની તૃષ્ણા રાખી, મનુષ્ય જાતિના સુખને અર્થે શુદ્ધ બુદ્ધિથી પ્રસ્તુત વિષયમાં આગળ વિચરવા ઉત્સાહ ધારણ કરી શકાયો છે.

## શંકાના કાળનો આરંભ.

૨. હિંદુસ્તાનની સુવર્ણભૂમિના લોભથી પશ્ચિમના દેશોમાંથી આવેલા લોકોનાં રાજ્ય અત્રે સ્થાપન થયાં ત્યારથી શંકાના કાળનો પ્રારંભ થયો છે. મુસલમાનો અને ખ્રીસ્તિઓનાં રાજ્યની સ્થાપના થઈ ત્યારથી સનાતન ધર્મી આર્ય-

પ્રજાના આચારવિચારનો રંગ પૃથક્ પડયો; જ્યાં સઘળું એકજ રંગનું અને એક તરેહનું હોય છે ત્યાં તો સર્વત્ર એકજ રંગ અને એકજ તરેહ દેખાય છે, એટલે સારા ખોટા કે ચઢતા ઉતરતા રંગનું કોઇ રીતે નિરીક્ષણ કરવાનો અવસરજ રહેતો નથી. ભારત વર્ષમાં તેવો એકજ રંગ હતો ત્યાં સુધી ભિન્નતા જણાતી નહોતી. પણ જ્યારે આર્ય રીતિ રિવાજો અને આચાર વિચાર સાથે પાશ્ચિમાત્ય રીતિઓ અને રિવાજો તથા આચાર વિચારો સંસર્ગમાં આવ્યા ત્યારે રંગ દ્વિધા જણાયો. બે પ્રકારો દૃષ્ટિમાં આવ્યા એટલે ઉત્તમ શું, મધ્યમ શું; અધમ શું, કઠિન શું, સુગમ શું, અને અનુકૂળ શું, તેના વિચારનો આરંભ થયો અને ભવિષ્યમાં કેવી સ્થિતિ સારી હોઇ શકે તેની કલ્પનાઓ તેમાંથી જન્મ પામી. લાખો અને કરોડો જનોના મહાસાગરમાં આ સંસર્ગ રૂપી પવનના યોગથી અનેક પ્રકારનાં વિચિત્ર તરંગો ઉદ્ભવ્યાં. ભિન્નભિન્ન પ્રકૃતિઓ ઉપર ભિન્નભિન્ન છાયા પડી ભારતવર્ષની નિર્મલ પ્રાચીન ભાવનાને ગ્રહણ લાગ્યું. સ્પર્શ શરૂ થયો. વૈભવની કુદરતી ઇચ્છા અને સંસારના ચિરકાળથી પ્રાપ્ત થયેલા અધ્યાસના યોગે હવે આર્ય પ્રજા દૈવી દૃષ્ટિને બદલે માનુષી દૃષ્ટિએ જોવા લાગી. પ્રત્યક્ષ પ્રમાણનેજ તેમણે જરા ઓછી દરકારથી પોતાની બુદ્ધિ આગળ અગ્રસ્થાન લેવા દીધું. તેમણે બંને આંખોથી જોયું કે મુસલમાનો, ખ્રીસ્તિઓ અને મોગલો આપણા જેટલા આચારમાં ચૂસ્ત નથી તેથી રાજ્ય સંપાદન કરે છે, વ્યાપારમાં અગ્રસ્થાન લે છે અને સુખી દેખાતો સંસાર ભોગવે છે. તેમણે વધારે જોયું કે આટલી બધી આચારની ખટપટવાળી ભારતવર્ષની પ્રજા તો તાબેદારી કરવાને સરજાયલી હોય એવી બનવા માંડી છે અને

રાજા, વેપાર ને સંસારમાં તે ઘણીજ પાછળ પડી ગઇ છે. આ દેખાવ આંખોએ જાણ્યો તે ક્ષણથીજ શંકાના કાળનો આરંભ થયો. સંસર્ગ શું કરે છે તે આ માર્ગે પણ વિચક્ષણો જોઇ શકશે.

## શંકાનું દ્રઢીકરણ.

૩. પણ શંકા થઇનેજ પત્યું નહીં. જગતની સર્વ બાબતોમાં આમજ થતું આવ્યું છે. કુદરતજ એવીછે. ફુલ થાયછે તે ફળને માટે, રોગ થાયછે તે નાશને માટે, વેર થાયછે તે લડાઇને માટે, માણસાઇ આવેછે તે મોક્ષને માટે, તેમ આ શંકા શંકાને માટે નહોતી થઇ. એમાંથી સ્થિતિ અંતર થશે એવું વિચક્ષણોએ તે વખતેજ જોયું હતું. સંજોગો પણ એ શંકાને અનુકૂળ ઉત્પન્ન થવા લાગ્યા. ખ્રીસ્તિ પ્રજાના બદ્ધમૂલ થતા રાજ્યે દેશમાં કેળવણીનો પાયો નાંખ્યો. કેળવણીનું બંધારણ રાજ્યને અનુકૂળ રચાયું. આચારનો જેમાં મુદ્દલ વિચાર નહીં એવા પાઠો પ્રજાના પઠન માટે તૈયાર હતા. એ વિદ્યાનેજ ઉત્તેજન મળ્યું. પ્રજા સર્વસ્વ પાશ્ચિમાત્યનેજ પસંદ કરે એવું મનની સ્થિતિનું બંધારણ બંધાવા માંડ્યું. વિક્રમ અને ભોજ, રામ અને જનક, કાલિદાસ અને માઘ, યુધિષ્ઠિર અને કૃષ્ણ, વ્યાસ અને શંકર તથા વસિષ્ઠ અને વિશ્વામિત્રને બદલે શેલી અને વર્ડ્ઝવર્થ, ક્રાઇસ્ટ અને બેકેટ, ક્રોમવેલ અને પીટ તથા કારલાઇલ અને મેકાલે જેવા પુરૂષો મનોરથસૃષ્ટિના નમુના તરીકે આર્ય પ્રજાની આંખો આગળ તરવા લાગ્યા. પોતાનું વિસરવા માંડ્યું અને દૂરના અપરિચિતને અંતરમાં ઉતારો આપવા માંડ્યો. પોતાનાંને પારકા કરતાં એ ઉતરતી સ્થિતિમાં

મૂકવાની શરૂઆત થવા માંડી. નવીનતા ઉપર કુદરતી રીતેજ મનનું વલણ વધારે હોય છે, તે વાતે આ વાતને ટેકો આપ્યો. ખ્રીસ્તિ ધર્મના ફેલાવા માટે આવડું મોટું ક્ષેત્ર પ્રાપ્ત થયું છે એ વાતના આનંદમાં ઝૂલતી ખ્રીસ્તી પ્રજાએ મિશનરી ફોજને નાણાંથી નવાજી નાંખી અને દોદળા થયેલા આર્ય પ્રજાના અંતર કીલ્લામાં ઠેકાણે ઠેકાણે એ ફોજ તરફથી છૂટતી ગોળીઓ ઘા કરવા લાગી. ખ્રીસ્તિ કરવા માટે દવાખાનાં અને ખ્રીસ્તિ ધર્મના ઉદ્દેશથી છોકરાઓ માટે મિશન નિશાળો સ્થપાઇ. ઉત્પન્ન થયેલી શંકા વધારે દૃઢ થઇ અને આ યુદ્ધ તો ચાલુ રહ્યું છે. હજારો લોકો તેના ભોગ થાય છે અને પરિણામ-માટે સર્વ શંકાશીલ છે. પૂર્વ અને પશ્ચિમનો સંસર્ગ પરસ્પર શું કરેછે તે જોનારા બુદ્ધિમાન પુરૂષો સ્પર્શજન્ય પરિણામો સૂક્ષ્મરીતે જોવામાં ફતેહમંદ ઉતરવા પામે તો તેમાં કલ્યાણજ છે.

## સ્થિતિ અંતરની શરૂઆત.

૪. પરિણામે સ્થિતિ અંતરની શરૂઆત કરી. હજારો નવી રીતિએ કેળવાયલાઓએ આર્ય આચાર વિચારને તિલાં-જલિ આપવા માંડી. વેષથી અને વર્તનથી હિંદુપણામાટે પોતાને કમનશીબ સમજતા હોય એવા અસંખ્ય જનો આજુ બાજુએ જણાવા લાગ્યા. અચોકસ મનોબળવાળા કેટલાએક ખ્રીસ્તિ ધર્મની લગોલગ આવી લાગ્યા. નવી શોધોએ નજર બંધીનો ખેલ પૂરો ભજવ્યો. આચાર અસ્ત થવાની અણી ઉપર આવ્યો એ વાતને એક બાજુએ મૂકીએ પણ ઇશ્વરના આરાધનની રીતિ પણ પાશ્ચિમાત્ય પસંદ થઇ. બ્રહ્મોસમાજ અને પ્રાર્થનાસમાજ જેવી સંસ્થાઓ રવિવારે

ઈશ્વરપ્રાર્થના માટે બંધારણ પામી. અફસોસ ભારતવર્ષ ! ધર્મ જેવી કોઇ ચીજને પ્રાચીન ઋષિમુનિઓ સમજતા હતા એમ કહેવું એ મૂર્ખાઇ નહીં ઠરે ! પ્રાર્થના મંદિર બાંધી રવિવારે પ્રાર્થના કરવાની પદ્ધતિ પસંદ પડવા માંડી. યુરોપ, અમેરિકા, આફ્રિકા અને એશીયાના બીજા દેશોના ધર્મ ગુરૂઓની એક સભા કરી હિંદુસ્તાનના લોકોને પાલવે સેહેલી પડે એવી એક ધર્મની યોજના ઘડી કાઢી અત્રે દાખલ કરવામાં આવે તો કંઇ હરકત છે ? ના, કેહેનારા મળશે.

## આર્ય સમાજની ઉત્પત્તિ.

૫. પ્રાર્થનાસમાજ અને બ્રહ્મોસમાજ જેવી પાશ્ચિમાત્ય ઇશ્વર આરાધનની નકલો જાણે ઓછી પડી હોય એમ એક નવી સમાજ આર્ય સમાજને નામે ઉત્પન્ન થઇ. હિંદુસ્તાનની સનાતન ધર્મી આર્ય પ્રજામાં આજ સુધી આ પેહેલાંની સમાજોથી ઝઘડો નહોતો કેમકે રવિવારે ઇશ્વર પ્રાર્થના કરવામાં કાંઇ ખોટું થતું જણાતું નહોતું; પણ આર્ય સમાજે તો ભારે ઝગડો આરંભ્યો. મૂર્તિપૂજા અને સનાતન શ્રાદ્ધ જેવી બાબતોને તેણે ઉપહાસને પાત્ર ઠરાવવા માગી. આર્ય પ્રજાની દૃઢ થયેલી શંકાને આ જબરજસ્ત ટેકો મળ્યો. અનેક લોકો ટપોટપ તે તરફ વળી ગયા. એક બાજુએ આચાર શૂન્યતાવાળી પ્રજાની ઉન્નતિનું નિરીક્ષણ, બીજી બાજુએ કેળવણીના વિષય અને પદ્ધતિ અને ત્રીજી બાજુએ ધર્મ સંબંધી ખટપટ ઓછી અને સહેલી થયેલી જોવાને જાગૃત થયેલી ઇચ્છા, એ ત્રણેએ મળીને આર્ય સમાજને માટે એક ઉત્તમ ક્ષેત્ર તૈયાર કર્યું હતું. મિશનરીઓના શ્રમને યશ આપી ખ્રીસ્તિ થવું તેના કરતાં આર્ય સમાજને યશ આપી હિંદુ

રહેવું એ વધારે લાભકારક લેખાયું; અને બ્રાહ્મણ તથા ક્ષત્રિય જેવી જાતિઓના લોકોને તો આર્ય સમાજજ અનુકૂળ પડે એમ હતું. મૂર્તિ પૂજાની ખટપટ અને વખતની રોકાણ મટી, દેવદર્શનના નિયમનો વાંધો ન રહ્યો, ધૂપ, દીપ, નૈવેદ્યાદિની ખટપટ અને ખરચની પંચાત મટી. વ્રત ઉપવાસની યાતનાઓ ઓછી થઇ. શ્રાદ્ધનુંજ શ્રાદ્ધ કરી લીધું. આચાર સાથેનું ઓળખાણ ઓછું થયું અને વર્ણવ્યવસ્થાનાં બંધારણ તરત ઉકેલી શકાય એવાં કરવા માટે તેમને શિથિળ બનાવવાની શરૂઆત થઇ. ઘણા પ્રકારની છુટછાટ મળી. ભાવતું હતું ને વૈદ્યે કહ્યું એ કહેવત પ્રમાણે સેહેલાઇની શોધમાં હતા એટલામાં તો સેહેલાઇ અને અનેક પ્રકારની છુટ આપનારી આર્ય સમાજ સામે આવીને ઉભી. ઘણા માણસોની એક ઇચ્છા અને એક વિચારનું પરિણામ કેવું આવે છે તે તત્વ વિચારની રીતે પણ સમજવા સેહેલું થાય એવું આ એક દૃષ્ટાંત છે. હજારો લોકો કોઇ સેહેલો ધર્મ ખોળતા હતા, એટલામાંજ જાણે તે વિચારનું પરિણામ હોય એમ આર્ય સમાજ ઉત્પન્ન થઇ આવી. આપણે ઊંચી કે નીચી જેવી ઇચ્છાઓ લાંબો કાલ કરીએ તેવું ઊંચું કે નીચું પરિણામ આવ્યા વગર રહેતું નથી. બીજા શબ્દોમાં બોલીએ તો જે આગ સનાતન ધર્મ વિરૂદ્ધ પાશ્ચિમાત્ય સંસર્ગ પછી ઉત્પન્ન થઇ અનેકના અંતરમાં ધુંધવાતી હતી તે પરિણામ રૂપે બહાર પડી. અનેક જનોએ એ સમાજના સિદ્ધાંતોનો સ્વીકાર કર્યો. અસ્તુ. સૌ પોત પોતાની બુદ્ધિ પ્રમાણે જે માર્ગ ઇષ્ટ ગણે તે માર્ગ તેનો છે. પણ અફસોસ એટલોજ છે કે નવા સમાજે દેશમાં એક નહીં ઇચ્છવા જેવો ઝગડો શરૂ કર્યો છે અને અનેક સજ્જનોને મોટા શ્રમમાં મૂકી

દીધા છે. આ કારણથી સજ્જનો તરફથી થવા જેવા અનેક ઉપકારો ભારત વર્ષ ખોવા લાગ્યું છે.*

## સ્થિતિઅંતરનું બીજું રૂપ.

૬ આચાર અને વિચારના ફેરફારોના જે સંજોગો ઉપર બતાવ્યા છે, તે સંજોગોએ ઇશ્વર આરાધનની શકલ ફેરવ્યા પછી સ્ત્રી પુરૂષોનાં લગ્નની શકલ ફેરવાય તેટલી ફેરવી. આ સંબંધે વધારે કહેવું ઇષ્ટ નથી તેમ પ્રસ્તુત વિષય પણ તે નથી. તોપણ ઉપર કહ્યું છે, તેટલું કહ્યા વિના ચાલે એમ ન લાગ્યાથી ટુંકામાં કહ્યું છે; કેમકે આધુનિક સ્થિતિના સંજોગોના ઇતિહાસની જો પુરતી તપાસ લેવાય નહીં તો આગળ જે વિચાર કરવાનો છે તેનું બીજારોપણ સુજ્ઞ સજ્જનોનાં અંતરમાં જોઇએ તેવું ન થાય, અને મૂળ વગરના વૃક્ષની પેઠે કરેલો શ્રમ વ્યર્થ જાય. આર્યોના વિવાહ વિધિનું નવું ચોકઠું ગોઠવાયું એ સ્થિતિઅંતરનું બીજું રૂપ થયું છે. ઇચ્છા હોય તેમણે બ્રિટિશ સરકાર તરફથી આ બાબતમાં ઘડાયલા કાયદા જોવા.

---

* જે સનાતન ધર્મ પોતાના કૂળમાં પળાતો આવ્યો હોય તે ફેરવી ગમે તે ધર્મ અંગીકાર કરવો એ વિહિત ધર્મ નથી. વર્ણ વ્યવસ્થા પ્રમાણે જે પોતાનાં વિહિત ધર્મ કર્મો છે તેજ ખરાં છે અને તેજ શ્રેયસ્કર છે. ભગવાન ભાષ્યકાર શ્રી શંકરાચાર્ય સૂત્ર ભાષ્યમાં એજ વાત કહે છે કે

" नहि यत् यस्मै रोचते तत्तस्य धर्मः । किंतु यो यंप्रति विहितः स एव तस्य धर्मः ॥ "

" જે ધર્મ જેને ફાવતો અને રૂચિકર લાગે તે તેનો ધર્મ નથી; પણ જે ધર્મ જેના પ્રતિ વિહિત છે તેજ તેનો ધર્મ છે. "

## આધાર અથવા પ્રમાણોની પસંદગી.

૭. આ વિષયમાં આધાર અને પ્રમાણોની જરૂર છે, તેથી તે કેવાં પસંદ કરવાં ઇષ્ટ છે તે સંબંધી વિચાર અત્રે કરવો યોગ્ય થશે. શ્રુતિ સંપૂર્ણ આજે ઉપલબ્ધ નથી, તેમજ તેમાંથી યથાઘટિત પ્રમાણ શોધી અત્રે મૂકવાનું મારામાં સામર્થ્ય નથી, તોપણ ઉપનિષદાદિમાંથી જે કંઇ સ્મરણમાં હશે અને તેનો ઉપયોગ કોઇ સ્થળે થવા જેવો જણાશે તો થશે. શ્રુતિને આધારે રચાયલી સ્મૃતિઓમાંથી જરૂર પ્રમાણે થોડા આધાર લેવા પડશે. રામાયણ અને મહાભારત તરફ વધારે નજર પ્રમાણ માટે રાખી નથી. યોગીશ્વર કૃષ્ણની ભગવદ્ગીતા તો સર્વમાન્ય છેજ; એટલે આર્ય સમાજને કે બીજાને વિશેષ રીતે વાંધો લેવાનું ન બને એમ રાખ્યું છે. દૃષ્ટાંતો ઘણાંજ થોડાં અને તે પણ બહુધા આધુનિક લીધાં છે. પૂર્વ અને પશ્ચિમના વિચારશીલ સ્ત્રીપુરૂષોનાં કાંઇ વચનો જરૂર પડે તો આધાર તરીકે લેવામાં આવશે. સારાંશ, બુદ્ધિમાનોને તારતમ્ય ખેંચવાનું અનુકૂળ થાય, અને વાચક ગમે તે દૃષ્ટિએ વાંચતાં છતાં હિંદુ ધર્મનું કિંચિત્ રહસ્ય તેના આગળ રજુ થાય એ ઉપર લક્ષ રાખવામાં આવશે. શ્રુતિનાં વાક્યોને ઉપાડીને જાણે લખી હોય એવી ભગવદ્ગીતાનાં વચનો વેદના વચનો જેવાંજ ગ્રાહ્ય છે એમ પંડિતો માનતા આવ્યા છે.

## વર્ણવ્યવસ્થા તરફ દૃષ્ટિ.

૮. વર્ણવ્યવસ્થા સાથે પ્રસ્તુત વિષયને કેટલેક અંશે સંબંધ હોવાથી તે વિષે બે શબ્દો કહી પછી આપણા મુખ્ય વિષય ઉપર આવવું ઠીક પડશે; કેમકે વર્ણવ્યવસ્થાના વિષયને

અને સ્પર્શાસ્પર્શ્ય વિષયને પરસ્પર એવો સંબંધ છે કે પહેલાને વિષે બોલ્યા શિવાય બીજાને વિષે બોલવું ઓછા અર્થવાળું થઇ જાય. આ વિષે અત્રે આવશ્યક હોય એટલુંજ નિવેદન કરી પછી જરૂર પ્રમાણે પ્રસંગે પ્રસંગે આગળ ચાલતાં આ વિષયનો સંબંધ તાજો રાખવો પડશે. સૃષ્ટિના આરંભ કાળથીજ વર્ણવ્યવસ્થા શરૂ થયેલી છે, એમાં તો કોઇનો વાદ નથીજ. વાદનો અવકાશજ નથી. વર્ણવ્યવસ્થા જો કે ગૌણ રૂપે સર્વ પ્રજાઓમાં છે તોપણ ભારતવર્ષના જેવી ધર્મ સાથે ઓત પ્રોત થયેલી વર્ણવ્યવસ્થા બીજે ઠેકાણે નથી. પારસી અને મુસલમાન જાતિમાં પણ મોબેદ અને સૈયદ જેવી વ્યવસ્થા રાખવી પડી છે. બીજી પ્રજાઓના ઇતિહાસ જોતાં તેમાં પણ વિચક્ષણોને ગૌણ રૂપે વર્ણવ્યવસ્થા જણાયા વગર નહીં રહે; તો પછી ભારતવર્ષમાં જે સનાતન વર્ણવ્યવસ્થા જરા મજબૂત પાયા ઉપર કરવામાં આપણા મૂળ પુરૂષોની બેપરવાઇ તો નહોતીજ. વર્ણવ્યવસ્થા અત્રે નક્કર પાયા ઉપર કરવામાં આવી ન હોત તો " હિંદુઓ હિંદુસ્તાનમાં સોળમા સૈકા સુધી વસેલા માલમ પડતા હતા અને એવી રીતે પ્રથમ હિંદુઓથી દેશ વસાયલો, તેને લીધે તેને હિંદુસ્તાન કહેવામાં આવે છે " એવા શબ્દો ઇતિહાસ કે ભૂગોળમાં આપણે આજે ભણવા પડ્યા હોત. શિવાજીના અંતરમાં મક્કમ વર્ણવ્યવસ્થાવાળા ધર્મે વાસ કર્યો ન હોત તો તે બીજી રીતેજ પોતાની જીંદગી ગાળત અને **शिवाजी न होत तो सुनत होत सबकी** એ વાક્ય આપણા કાનમાં કંઇ પણ ચમત્કાર કરી શકત નહીં. પોતાના અને બીજાના બંનેના ધર્મ ઉપર તેની દૃષ્ટિ ફરી ગઇ હતી અને બીજાઓને જણાયલી એક બાજુની વસ્તુ આગળ બીજી અનેક રીતે સંપૂર્ણ બાજુની

વસ્તુનો લય થઇ જાય એ માણસાઇના અસ્તિત્વ આગળ બનવા દેવા જેવો બનાવ નથી, તેમજ હિંદુસ્તાનમાં જો રાજ્યની જરૂર હોય તો તે કેવળ ધર્મને માટેજ છે એમ જ્યારે તેને જણાયું ત્યારેજ તેણે વર્ણવ્યવસ્થા, આચાર વિચાર અને ઇશ્વરત્વના રહસ્યવાળા સનાતન ધર્મના સંરક્ષણને માટે સમશેર ખેંચી હતી. તેને કેવળ લોભ નહોતો. સદ્ગુણોને પોતાની મેળે આવી મળતી સંપત્તિઓની પેઠે પ્રાપ્ત થયેલું રાજ્ય તો તેણે ગુરૂચરણે સમર્પણ કર્યું હતું. તાત્પર્ય એજ છે કે ભારતવર્ષની વર્ણવ્યવસ્થા પાકા પાયા ઉપર રચવામાં આવી હતી અને તેને લીધેજ હિંદુ જેવી એક પ્રજા અનેક યાતનાઓથી ભરેલા પ્રહારો સહન કરતાં છતાં આજે અસ્તિત્વમાં રહેવા પામી છે. બળવાન હાથે ફેંકાયલો દડો હજી ગતિમાંજ છે; એ ગતિમાં વિક્ષેપ કરી શકાય નહીં.

૯. વર્ણવ્યવસ્થા નહોતી એવો કોઇ કાળ જાણવામાં આવેલો નથી, તેથી એમ નક્કી છે કે તે પ્રથમથીજ છે. પ્રથમથીનો અર્થ પેહેલા દિવસથી એવો કરવાનો નથી. શ્રીકૃષ્ણ પોતેજ કહેછે કે **चातुर्वर्ण्यं मया सृष्टम्** "ચાર વર્ણોને મેં રચીછે." ક્ષણવાર એમ માનો કે તે બીજા કોઇએ રચી હશે તોપણ તે વાતની જોખમદારી મનુષ્ય તરીકે અને ઇશ્વર તરીકે તે પોતાને માથે લેછે. અહીંયાંજ વિચાર કરવાની અગત્ય છે કે તેમના જેવો અદ્વિતીય જ્ઞાનવાન યોગી પુરૂષ ચાતુર્વર્ણ્યની રચનામાં સોળે કળાએ સંમત થાયછે એ શું બતાવે છે ? એ એમજ બતાવેછે કે એ રચના ઘણીજ આવશ્યક છે, બુદ્ધિપૂર્વક રચાયલી છે અને સર્વદા માનનીયછે.

૧૦. ચાતુર્વર્ણ્યનો આ વિષય નથી તેથી તેના ફાયદા ગેરફાયદા અત્રે બતાવવાનો મારો પ્રયત્ન કે સંકલ્પ નથી; પરંતુ

2

પૂર્વાપર અનુસંધાનને જોવાને અને સ્પર્શ્યાસ્પર્શ્યના વિષયના વાદમાં વર્ણવિભાગનો જે કંઇ કોટિક્રમ સહજ રીતે આવી શકવાનો સંભવ છે તે કોટિક્રમ માત્ર યોગ્ય દરજ્જા સુધી બતાવવાનું ટાળી શકવા માર્ગ નથી. આમછે તેથી કહેવું પડેછે કે ચાર વર્ણની રચના સર્વ લોકોના સુખને વધારનારી, સર્વને યથાઘટિત કાર્ય ભાગ સોંપનારી, રાષ્ટ્ર જેવી સંસ્થાના બંધારણની રચનારી, ઉદ્યોગ ખોળવાની ખટપટની ચિન્તામાંથી પ્રજાને બચાવનારી અને હિંદુ પ્રજાના હિંદુપણાને ટકાવનારી છે.

૧૧. પણ પાછળ બતાવ્યા છે તેવા વિચારમાં ફરક પાડનારા સંજોગો ઉત્પન્ન થયા ત્યારથી ચાર વર્ણોની રચનાના આ સ્વાભાવિક ફાયદાઓ વિષે પણ લોકોમાં શંકાએ પ્રવેશ કર્યો છે. ચારે વર્ણોને સોંપેલા જૂદા જૂદા ધર્મોનો ઓછો ભાવ થતો જાય એવા સંજોગો ઘણા વધી ગયાથી આ શંકાની સ્થિતિ પ્રાપ્ત થઇછે. ઈંગ્રેજી પાઠશાળાઓમાં અપાતાં વિદ્યાજ્ઞાનને લીધે બ્રાહ્મણોની સંસ્થા ભાગી પડીછે અને તેથી બ્રાહ્મણોનું બ્રાહ્મણત્વ પણ કેટલેક દરજ્જે કમી થવા પામ્યું છે. ક્ષત્રિયોનાં હથિઆરો મૂકાવી દીધાં છે એટલે તેમની સંસ્થા અને ક્ષત્રિયત્વ કેવળ નામનાં થઇ રહ્યાંછે. પરદેશના વ્યાપારે આપણા વ્યાપારને ગાહાત કર્યો છે એ કોણ જાણતું નથી? અને કૃષિકર્મ પણ સારી સ્થિતિમાં નથી એ વાત કોને અજાણી રહી છે? આમ છે ત્યારે વૈશ્ય જનો પણ તેમની સંસ્થાને ઊંચા પ્રકારે ટકાવવાના સંજોગો ખોઇ બેઠા જેવી સ્થિતિ થઇ છે, એમ કહેવામાં શું અપરાધ છે? પરિચર્યાત્મક કાર્ય કરનાર શૂદ્રો પણ ફેરવાયલા સંજોગોના ભોગ થઇ પડેલા છે. હાથે હજામત કરવાની, ચીનાઇ

વાસણો વાપરવાની, રસોઇ ખાનાનીમદદમાં ગમે તે વર્ણના માણસને રોકવાની તથા લાકડાની, ઉનની, રેશમની, સુતરની, તાંબા પીતળની, કચકડાની, હાથી દાંતની અને શેરડીની બનાવટની તૈયાર સુંદર ચીજો પરદેશથી આવેલી મેળવવાની રૂચિએ શૂદ્રોને અતિ નિર્ધન અવસ્થામાં આણી મૂકયા છે: પારીસ સુધી કપડાં ધોવા મોકલનારા નરરત્નો આપણા દેશમાં છે, ત્યાં ફેરવાયલા સંજોગોને લીધે આમ નથી બનતું એમ કોણ કહી શકશે ? કોઈ કહેશે કે ફેરવાયલા સંજોગો આવ્યા છે ત્યારે આપણે પણ ફરી બેસવું. પણ આ વિચાર એક ભયંકર ભૂલ છે. ફેરવાયલા સંજોગોના સંસર્ગ માત્રથી જ્યારે આટલી ખરાબી થઇ છે ત્યારે જો આપણે પોતેજ થઇને પૂરેપૂરા ફરી બેસીએ તો આપણી સ્થિતિ કેટલી ખરાબ થાય તે સમજવું શું કઠિન છે ? હાથીને પગે અથવા ઘંટને ઠેકાણે એક ખુરશી જેવી બેઠક લટકાવી તેમાં બેશીએ તો અંબાડી સુધી આપણે ઊંચે ચઢવાનું તથા હાથીને ઉઠ-બેસ કરવાનું મટી જાય અને રસ્તે જતાં ઓળખીતાઓ સાથે વાતચિત કરવાનું કે કંઇ ચીજ આપવા લેવાનું વધારે સુલભ થાય, માટે શું તેમ કરવું અને અંબાડીમાં બેસવાનું છોડી દેવું ? માઘ અને નૈષધ જેવાં કાવ્યોના રચનારાઓ, પ્રતાપ અને શિવાજી જેવા શૂરવીરો, અતિ વિચક્ષણ બુદ્ધિ-વાળા વૈશ્યો અને પરમ સંતોષથી સેવાધર્મ બજાવનારા શૂદ્રો આપણા દેશમાં નથી એમ નથી. આજ સુધીના ઇતિ-હાસમાં હતા અને હવે નથી થતા એમ કેમ હોય ? એમ હોય તો પછી કુદરતનો અર્થ શો ? માટેજ કહેવું પડેછે કે સઘળું આજે છે, પણ આપણા વર્ણાશ્રમની બગડેલી સ્થિતિ-એ આપણા તેજને ઢાંકેલું છે.

૧૨. વળી આર્યસમાજની સ્થાપના પછી એક નવો ઝગડો એ ઉભો થયો કે માણસ પોતાના ગુણો અને આવડત પ્રમાણે પોતાને બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય કે શૂદ્રમાં ગણાવી શકે. પણ ઇતિહાસમાં તેવા ખરા દાખલા નથી. વિશ્વામિત્ર અને વાલ્મિક આદિનાં દૃષ્ટાંતો આપી આ વાતને કેટલાકો સિદ્ધ કરવાના મિથ્યા પ્રયત્નો કરે છે, પણ ખરી વાત તેવી નથી. વર્ણ ફેરવવાની વાત એટલી સુલભ અને મનુષ્યકૃત હોત તો લોકો તે છોડી દેત નહીં કેમકે જગતને સેહેલું તરત પસંદ પડે છે અને તરત તે તરફ આખો લોકસમૂહ વળી જાય છે. ભારતવર્ષમાં થયેલા કરોડો અબજ મનુષ્યમાંથી એકાદ દાખલો આપી વર્ણ પાલટવામાં આવતી હતી એમ કહેવું ભૂલ ભરેલું છે. અબજો મનુષ્યોમાંથી થોડા હજાર દાખલા મળી આવતા હોય તો વર્ણ પલટાતી એમ આશા કરી શકાય અને એમ વર્ણ પલટાતી હોત તો આજે આ તકરારનો અવસરજ મળત નહીં. કૃતયુગાદિ યુગોને અને આકાશના ગ્રહોને પણ વર્ણ ઠરેલા છે, જેમ કે સત્યયુગ તે બ્રાહ્મણ અને કળિયુગ તે શૂદ્ર. રવિ અને મંગળ તે ક્ષત્રિય અને ગુરૂ અને શુક્ર તે બ્રાહ્મણ. આમ કાલને અને ગ્રહને જ્યાં વર્ણ લાગેલા છે એવા ભારતવર્ષમાં વર્ણવ્યવસ્થા સનાતન છે અને કાલ અનુકૂળ હોય ત્યાં સુધીને માટે તે દૃઢ છે તથા ઉન્નતિકારક છે એ નિશ્ચય છે. વાદ કરવાનો આ પ્રસંગ નથી તેથી આ વાતને સ્પષ્ટ કરવાનું આ સ્થાન નથી. ટુંકામાં કહેવાનું એટલુંજ છે કે જે વર્ણમાં જન્મ થયો હોય તે વર્ણ ફેરવી શકાતી નથી. તેવો માર્ગ નથી અને તેવાં દૃષ્ટાંતો પણ નથી. એક બ્રાહ્મણ દુર્જન હોઇ શકે અને એક શૂદ્ર સજ્જન હોઇ શકે; કેમ કે પરમ

કૃપાળુ પરમેશ્વરે મુક્તિનાં દ્વાર સર્વને માટે સરખી રીતે ઉઘાડાં રાખ્યાં છે, પણ બ્રાહ્મણનો શૂદ્ર અને શૂદ્રનો બ્રાહ્મણ એમ વર્ણ ફેરવી શકાયજ નહીં. જો એવા ફેરફારની છુટ હોય તો પછી વર્ણોનોજ શો ખપ છે? ગમે તેમ વર્તી શકાય અને ગમે તેમ વર્ણ ધારણ કરી શકાય એમ જો હોય તો પછી વર્ણ શબ્દ અને વર્ણવ્યવસ્થાની શી આવશ્યકતા છે? જો-હિંદુસ્થાનના લોકોની એકજ વર્ણ બનાવવી હોય અને તેમાં-જ ઉન્નતિ દેખાતી હોય તો પછી આખી પૃથ્વીની સર્વ જાતિઓને એક બનાવી સૌથી ઉત્કૃષ્ટ ઉન્નતિને પામવાની મનોરથ સૃષ્ટિ શામાટે આગળ કરવામાં આવતી નથી? આપણે ગમે તેટલા ફેરફાર કરીશું પણ આપણે ઇંગ્રેજ બનવાના નથી, જપાનીઝ બનવાના નથી, ફ્રેંચ બનવાના નથી, અને જર્મન બનવાના નથી. આપણે હિંદુ રહ્યા વગર તો ચાલવાનું નથી તો પછી બગડેલા હિંદુ થઇને રહેવું સારૂં કે આપણા જે ધર્મો ઠરેલા છે તે પ્રમાણે પવિત્ર થઇને હિંદુ રહેવું સારૂં, તેનો વિચાર આપણેજ કરવાનો છે. ખાવાપીવાની અને એવી બીજી ક્ષુલ્લક બાબતોમાં આપણને થોડીક સુગમતા થાય તેને માટે આપણે આપણા મનને, શરીરને અને વર્ણાશ્રમને ભોગમાં આપવાં, એ શું સદ્બુદ્ધિ સ્વીકારી શકે છે? વર્ણ ફેરવવામાં ઇશ્વિરની પરવાનગી જોઇએ.

૧૩. વર્ણ વ્યવસ્થા ઉન્નતિને નડે છે એ વાત માની શકવાને સબળ કારણો આજ સુધી જણાયાંજ નથી. અરે વર્ણસંકર પ્રજા તો અધોગતિનું કારણ છે, એમ આપણા શાસ્ત્રોએ બતાવ્યું છે. વર્ણધર્મ નાશ પામે તો સનાતન કુલધર્મો નષ્ટ થઇ પરિણામે વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાયછે

અને તે અનેક આપત્તિ આપનાર અધોગતિમાં પોતાને અને પોતાના પૂર્વજોને પણ નાખે છે, કહ્યું છે કે;—

संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतंति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥
दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
उत्साद्यंते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥
उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥

એનું તાત્પર્ય એવું છે કે વર્ણસંકર નરકને માટે થાય છે; અને તેમના પિતૃઓ પિંડદાન વિગેરે ક્રિયાનો લોપ થવાથી નરકમાં પડે છે. વર્ણસંકર કરનારા દોષોથી સનાતન જાતિધર્મો તથા કુલ ધર્મોનો લોપ થાય છે. જેઓનો જાતિધર્મ અને કુલધર્મ નાશ પામ્યો છે એવા માણસોનો અનંત કાળ સુધી નરકમાં વાસ થાય છે એમ અમે સાંભળ્યું છે.

૧૪. આનું વધારે વિવેચન અત્રે કરવા અવકાશ નથી, પણ એટલું એમાંથી સમજવાનું છે કે વર્ણસંકરતા એ આપણા ધર્મમાં એક અક્ષમ્ય બાબત છે. વર્ણવ્યવસ્થાના નિયમનો ભંગ થયેલો કદી કોઇ ઠેકાણે જોવામાં આવે તો તે વાતને દાખલા રૂપે માનવી નહીં પણ ચૂક રૂપે માનવી અથવા ઈશ્વરકૃત માનવી. વર્ણનો અધ્યાસ એવો સજ્જડ થયેલો છે કે દરેક હિંદુ વર્ણમય બની ગયો છે એમ કહીએ તો તે ખોટું નથી. એવા અધ્યાસને નિર્મૂળ કરવાનું કામ સહેલું નથી અને સારૂં એ નથી. ખરા હિંદુ તરિકે રહેવું હોય તો ચાર વર્ણોને સેળભેળ થવા નહીં દેવામાટે અને વર્ણસંકરતા થતી હોય તો તે અટકાવવા માટે હમેશ ઇચ્છા

અને પ્રયત્ન રાખવાં એમાં અણુહિત તો નથીજ. શ્રીકૃષ્ણ પણ વર્ણસંકરતાથી ભય બતાવીને કહે છે કે **संकरस्य च कर्ता स्याम्** "અરે એમ કરૂં તો પછી વર્ણસંકરતાનો કરનારો હું જ થઇ જાઉં." એ પ્રમાણે વર્ણસંકરતા આપણા દેશમાં અક્ષમ્યજ છે. ગમે તેમ રૂચિ પ્રમાણે વર્ણ ફેરવાય તો પછી આ સંકરતાનો છેડો ક્યાં આવે તેનો વિચાર કરો.

૧૫. વર્ણવ્યવસ્થા એ રંગની વ્યવસ્થા છે. ચાર વર્ણો એ ચાર રંગ છે. હિંદુ પ્રજાને તેના બનાવનારે ચાર વર્ણવાળી એટલે ચાર રંગવાળી બનાવી છે. પોતાનો રંગ પાલટવાની કોઇને પણ પરવાનગી નથી. પૃથ્વી, અપ, તેજ, વાયુ અને આકાશ તત્વોના વધઘટવાળા પ્રમાણમાં આ ચાર વર્ણો નિર્માણ થયેલી છે એવી હકીકત વર્ણવ્યવસ્થાના ઇતિહાસમાંથી નીકળે છે. ચારે વર્ણોને યથાઘટિત ભાગ વેહેંચી આપ્યો છે. કાર્ય ભાગ પ્રમાણે વર્ણ–રંગ–ની વ્યવસ્થા છે. માણસ જોઇને કામ સોંપાયું છે- કારીગરના છોકરાની બુદ્ધિ ઘણી હોય તેથી તેણે બ્રાહ્મણ થઇ બેસવાનું નથી, પણ તે બુદ્ધિનો ઉપયોગ પોતાને સોંપવામાં આવેલા કાર્યમાંજ કરવાનો છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર, એ ચાર નામ વર્ણનાં–રંગનાંજ છે. જેમ એક રાજકર્ત્તા ચાર પ્રકારનાં લશ્કરી કામ કરવા માટે ચાર પલટણોને ચાર જૂદા જૂદા પ્રકારના રંગના પોશાક આપે છે તેમ આ વર્ણ એ સોંપેલા કાર્ય ભાગ માટેના પોશાક છે. લાલ, લીલા, પીળા, ધોળા, એવા ઉડી જનારા રંગોને બદલે આ વિલક્ષણ રીતે આજસુધી ટકી રહેલા રંગ આપવામાં કેવળ અગાધ બુદ્ધિનોજ ઉપયોગ થયો છે. પોતાની ઇચ્છા પ્રમાણે રંગ બદલનાર પલટણનો માણસ જેમ રાજા તરફથી શિક્ષાને પાત્ર થાય છે

તેમ વર્ણ બદલનાર માણસ પણ ઈશ્વર તરફથી શિક્ષાને પાત્ર થાય છે. પલટણનો માણસ રંગ ફેરવે તો ગુન્હેગાર ખરો અને જગતનો માણસ રંગ ફેરવે તો ગુન્હેગાર નહીં, એવી પરસ્પર વિરૂદ્ધ વાર્તા કરનારાઓ કેવળ પોતાની ક્ષુલ્લક અનુકૂળતાને જોનારા છે. આગગાડીને નિયમમાં રાખવા વર્ણવ્યવસ્થા જોઇએ, દેશના મહામંડળોમાં સ્વયં સેવકો માટે જૂદા જૂદા રંગ જોઇએ. લશ્કરમાં અને પોલીસમાં રંગની વ્યવસ્થા સચવાવી જોઇએ. તે વિના તો ચાલે નહીં, પણ અનંત કાળથી ત્રીસ કરોડ પ્રજાના લાખો જમાનાઓને વ્યવસ્થિત રાખનાર અમારા સનાતન વર્ણો અમને અળખામણા થયા છે એ શું વિપરીત નથી ? શરીર બદલ્યા શિવાય વર્ણ બદલવા હાલ કોઇને અધિકાર નથી.

૧૬. પરંતુ ચાર મુખ્ય વર્ણોમાં જે પેટા વર્ણો દેશકાળ અને ધંધાને લઇને એટલી બધી થઇ છે કે જે કેટલેક દરજ્જે હાલ દુઃખનું કારણ થઇ પડ્યું છે તે અસંખ્ય વર્ણોને મુખ્ય ચાર વર્ણમાંજ આણવાના અથવા ભોજન વ્યવહાર હોય ત્યાં કન્યા વેહેવાર શરૂ કરવાના પ્રયત્ન થાય તો તેમાં કાંઇ બાધ જણાતો નથી. તેમજ મુસાફરીના માર્ગમાં કે બીજા આપત્કાલમાં બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય વર્ણના પુરૂષને શૂદ્રવત્ આચરણ રાખવું પડ્યું હોય તો તેથી તેને ન નિવારી શકાય એવો દોષ લાગતો નથી. **पथि शूद्रवदाचरेत्** એવી પરવાનગી છે. પણ યોગ્ય હદમાં એવે પ્રસંગે ધર્મ સચવાયો ન હોય તો તેવે સમયે યથાશક્તિ પ્રાયશ્ચિત્ કરી પૂર્વવત્ ધર્મ ધારણને યોગ્ય થવું એ સદ્‌બુદ્ધિનુંજ કાર્ય છે. જો વિશેષ રીતે ધર્મભ્રષ્ટ થવાયું હોય કે જેમાં પાપની ઉત્પત્તિ હોયજ તો અવશ્ય પ્રાયશ્ચિત્ત કરી પવિત્ર થવાની આવશ્યકતા છે; કેમકે પ્રાયશ્ચિત્ત

એ ધર્મધારણને યોગ્ય મનશુદ્ધિ બક્ષનાર એક ઉત્તમ સંસ્કાર છે. દૂધ ભરવાનું પાત્ર સ્વચ્છ અને નિર્મળ જોઇએ, જો તેમ ન હોય તો તે પાત્રમાં દૂધ ભરવું હિતકારક નથી. જો તે પાત્ર કે જે દૂધ ભરવાને માટે ઠરેલું છે તેને તેલનો, કચરાનો કે શાહીનો સંસર્ગ થયો હોય તો તે પાત્ર તપાવીને, મૃત્તિકા વિગેરેથી માંજીને કે બીજી યોગ્ય રીતે તેને પૂર્વવત્ શુદ્ધિ આપવી જેમ જરૂરની છે તે પ્રમાણે ધર્મ ભરવાના શરીરમાં રહેલા મનના પાત્રને શુદ્ધ કરવા માટે પ્રાયશ્ચિત જેવા સંસ્કારો ઘણા જરૂરના છે; પરંતુ અસ્વચ્છ થયેલા પાત્રમાં દૂધ ભરવા જતાં જેનું મન અચકાતું નથી એટલે આચારભ્રષ્ટ થયા છતાં જેને પશ્ચાત્તાપ થતો નથી, તેવાને પ્રાયશ્ચિત્ત કરવાનો પણ માર્ગ નથી. પરિણામે મુક્તિને આપનારા જ્ઞાનની જેમને ઇચ્છા છે અને તે ઇચ્છા ધર્મ ધારણના યોગથી પૂર્ણ કરવાનો સાચો માર્ગ જેમને સોંપાયલો છે તે ભારતવર્ષની પ્રજાએ આચારની અવગણના કદી પણ કરવી નહીં. ઊંચામાં ઊંચા ધર્મ ધારણને યોગ્ય આચાર પાળવાની આજ્ઞાઓ લોકસમૂહને નકામી ખટપટમાં નાખવાને નહીં પણ ઊંચામાં ઊંચી મનશુદ્ધિ દ્વારા ઇશ્વરત્વની પ્રાપ્તિ માટે ઊંચામાં ઊંચી વિચારશુદ્ધિ ઉત્પન્ન કરવાને અને ઉત્પન્ન થયા પછી તેનું સંરક્ષણ થવાને માટે ઇશ્વરત્વને પ્રાપ્ત કરી ચૂકેલા મહાત્માઓએ કરેલી છે. પોતપોતાના સનાતન વર્ણધર્મો પાળવામાં તત્પર રહેવામાં ધર્મ બુદ્ધિનુંજ પોષણ થાય છે અને વિચારશુદ્ધિને ઊર્ધ્વ ગતિ મળે છે. હું ઉદરપોષણને અર્થે વિદ્યાનાં કામ કરતો નથી, હું ઉદરપોષણને અર્થે તલવાર બાંધતો નથી, હું ઉદરપોષણને અર્થે વ્યાપાર કે કૃષિ કરતો નથી અથવા હું ઉદરપોષણને અર્થે સેવાધર્મ બજાવતો નથી પણ મને જે કામ

ઈશ્વર તરફથી સોંપાયલાં છે તે મારે અવશ્ય કરવાં જોઇએ–કોઈ માણસને પ્રસન્ન કરવાને નહીં પણ ઈશ્વરને પ્રસન્ન કરવાને કરવાં જોઇએ–એ બુદ્ધિ ઊંચી વિચાર શુદ્ધિની અતિશય પોષક થાય છે એટલુંજ નહિ પણ સૌ પોતપોતાના કામમાં ઉત્તમતાને પામે છે, એ વાતનો વિચાર લેશ પણ ઉપેક્ષ્ય નથીજ. વર્ણવ્યવસ્થા અનેક ઉપકારોથી ભરેલી છે અને સાત્વિકતાને સર્વ વર્ણના જનોમાં ઉત્પન્ન કરનારી છે.

૧૭. ચાર વર્ણોને ભાગી નાખી અથવા ઇચ્છા પ્રમાણે વર્ણ ફેરવવાની છુટ મૂકી ઉન્નતિ આણવાની આશા રાખવી મિથ્યા છે, એ વાત ઉપરની હકીકતથી વિદિત થવા જેવી છે. હિંદુસ્તાન જેવું હતું અને છે તેવુંજ તે હોવું જોઇએ. સુવિખ્યાત સ્વામી વિવેકાનંદ કહે છે કે–"Remember! if you love India at all, you must love her as she is, not as you might wish her to become." "યાદ રાખો, જો તમે ખરેખર હિંદુસ્તાનને ચહાતા હો તો તે જેવું છે તેવુંજ તેને ચાહો; તમે તેને જેવું થવાને ઇચ્છતા હો તેવાને નહીં" આ ઉપરથી જણાશે કે હિંદુસ્તાનના ધર્મને જાણનારા અને પાશ્ચિમાત્ય વિદ્યા, રીત રિવાજ અને ધર્મના જાણનારા પુરૂષો પણ હિંદુસ્તાનનું ધર્મ યુક્ત બંધારણ ભાગી નાંખવામાં કે ફેરવી નાંખવામાં સંમત નથી. ચાર વર્ણોના શુદ્ધ સ્વરૂપને નષ્ટ કરવાનું ડહાપણભરેલું તો નહીંજ પણ ભયભરેલું છે. પ્રાચીન જોવાલાયક અને જૂની ઉપકારક ઇમારતને પાયામાંથી તોડી પાડી રમત ગમતનું મેદાન બનાવવું તેના કરતાં તેને વખતો વખત દુરસ્ત કરાવતાં કે સંભાળ લેતાં રહી કાયમ રાખવી એજ ઉત્તમ છે, મા-

ણુસાઇથી ભરેલું છે, કૃતજ્ઞા છે અને પૂજ્યબુદ્ધિ તથા વફાદારી છે.

## ધર્મ એ જીંદગીનો અંતિમ હેતુ છે.

૧૮. ધર્મ એજ જીંદગીનો હેતુ હિંદુસ્તાનને માટે ઠરેલો છે. હિંદુ પ્રજાનો આત્માજ ધર્મ છે. જગતનો ઇતિહાસ તપાસતાં માલમ પડશે કે દરેક પ્રજાને પોતાની એક મનોરથ સૃષ્ટિ હોય છે અને તેજ તેની જીંદગીના ટેકા રૂપ ગણાય છે. કોઇ પ્રજા રાજ્ય કારભારને, કોઇ સંસારની ઊંચી સ્થિતિને, કોઇ વ્યાપારને તો કોઇ વિદ્યાને પ્રજાના બંધારણના આધાર રૂપ પ્રાપ્તવ્ય અંતિમ હેતુ રાખે છે. આપણી માતૃભૂમિ હિંદુસ્તાનની પ્રજાના બંધારણનો અને હિંદુજીંદગીનો અંતિમ હેતુ ધર્મ છે. ધર્મને માટેજ હિંદુપ્રજા જન્મી છે અને ધર્મને માટેજ તે જીવે છે. અરે ધર્મનું સંરક્ષણ કરતાં ભલે તે નષ્ટપ્રાય થઇ જાય તોપણ તે ધર્મને વાસ્તેજ છે, એ સૂત્ર તો કાયમ રહેવાનું છે. ધર્મ એજ હિંદુ પ્રજાના પ્રાસાદનો પાયો છે અને ચણતર છે. હિંદુ એનુંજ નામ છે કે જે પ્રતિક્ષણે ધર્મને યાદ કરતો રહી પોતાનાં સર્વ કર્મો ધર્મને વાસ્તેજ કરી ધર્મનેજ અર્પણ કરે છે. એક હિંદુનું મુખ્ય કાર્ય ધર્મનું પાલન અને બીજા સર્વ વ્યાપાર તો ગૌણ ગણાય છે. આપણા એક ખેડુતના જેટલું ધર્મજ્ઞાન પશ્ચિમનો પ્રજાજન ભાગ્યેજ ધરાવે છે. યુરોપના કેટલાક ખ્રીસ્તિ સાધુઓ કેવળ પરોપકારને અર્થે જીવન ગાળે છે ખરા પણ હિંદુપ્રજાના જેવું ધર્મપાલન પૃથ્વીના પડ ઉપરની કોઇ પણ પ્રજામાં નથી. એક હિંદુ પ્રતિક્ષણે કરવાના કાર્યમાં ધર્મને દેખે છે. હિંદુસ્તાનજ એક

એવો દેશ છે કે જ્યાં બીજા કોઇપણ દેશ કરતાં ધર્મ-સંસ્થાઓ અને ઇશ્વરમંદિરો હજારોની સંખ્યામાં વધારે છે. એક બાજુએ આખી દુનિયાનાં દેવાલયો અને બીજી બાજુએ હિંદુસ્તાનનાં દેવમંદિરો મૂકો તો હિંદુસ્તાન પોતાની જગ્યાએથી રંચ માત્ર પણ હાલનાર નથી. ધર્મના બખ્તરમાં વીંટાયલી હિંદુ પ્રજાને ધર્મ શિવાય બીજી દૃષ્ટિજ નથી. ક્ષણે ક્ષણે ધર્મનો અભ્યાસ પામતી આવેલી હિંદુ પ્રજા કેવી રીતે ધર્મબુદ્ધિ છોડી શકે ? જીંદગીનો અંતિમ હેતુ નહીં ચૂકવામાંજ હિંદુ પ્રજાનું આ લોકમાં અને પરલોકમાં કલ્યાણછે. આચાર અને વિચારમાં ધર્મનાં સજ્જડ મૂળીયાંવાળી હિંદુ પ્રજાને પાશ્ચિમાત્ય પ્રજાઓ જેવી એક વર્ણની બનાવવામાં કાંઇ લાભ તો નથીજ પણ ભારે હાનિછે. એમ કરવાથી મળવાનું કંઈ નથી પણ ખોવાનું ઘણુંજછે. ગંગા જેવી નદી હિંદુસ્તાનમાં વેહેતી બંધ થઇ હિમાલયથી માર્ગ બદલીને બીજા મુલકમાં વેહેવા માંડે એ જેમ બનવા જેવું નથી અથવા કઠિનછે તેમ હિંદુ પ્રજાને એક વર્ણની બનાવવી એ પણ કઠિનછે. નિરવધિ કાળના પ્રવાહમાં કશું અશક્ય તો નથીજ. બગાડવાનું ઘણું સેહેલું પડેછે. સુધારવામાંજ પુરૂષાર્થ છે. ક્ષણવાર ધારો કે આપણે હિંદુઓની એક વર્ણ બનાવી; પણ તેથી હાંસલ શું ? બીજી પ્રજાના લોકો સાથે એકત્ર થઇ જવાની આશા ફોકટ છે. કોઇ આપણને સંઘરનાર નથી. આપણે ગમે તેટલા વિચાર અને વેષ પાલટીએ તોપણ જૂદા તો રહેવાના, એમાં શંકા નથી. એમ એક વર્ણના થવાથીજ વ્યાપારમાં કે રાજ્યમાં સર્વોત્તમપણાને પામીએ એ ધારવું અર્થ વગરનું છે. વિદ્યા અને જ્ઞાનશક્તિ જોડે માણસાઇ અને ધર્મની અનુકૂળ ભાવનાઓ ભળે નહીં ત્યાં સુધી ગમે તેટલાં ફાંફાં

મારીએ તે ફોકટ છે. હાલની સ્થિતિમાં જન્મ સાથેજ ઇશ્વરની થયેલી આજ્ઞાઓ પ્રમાણે વર્તવાનું છોડી દઇ કેવળ સ્વાર્થ અને લોભથી જીવવાના ઝગડામાં પડનારાઓ સર્વોત્તમપણાને પામે તો તે સર્વોત્તમપણુંજ નથી.

૧૯. ધર્મથી ઓતપ્રોત થયેલી હિંદુ જીંદગી વધારે નબળા સંજોગો મળતાં વધારે ખરાબ થઇ ભવિષ્યમાં નષ્ટપ્રાય થઇ જાય એ અસંભવિત કે અશક્ય નથી, કેમકે સીસાના પાયાવાળા મકાનનો પાયો પણ ઘટતાં ઓજારોના સંજોગોથી ખોદી કાઢી શકાય છે. પણ આપણી આ પવિત્ર અને પ્રાચીન તથા ઊંચી ભાવનાઓને ઉત્પન્ન કરનારી સંસ્થાનો મૂળોચ્છેદ કરવામાં આપણે નિમિત્ત થવું નહીં એ ડહાપણભરેલું છે. બને તો તેને શુદ્ધ સ્વરૂપ આપવાનું પુણ્યકારી કાર્ય યથાશક્તિ અને યથાસંજોગ બજાવતા રહેવું. જો આપણે આ વર્ણવ્યવસ્થાના મૂળોચ્છેદના નિમિત્ત થઇશું તો વિપુલ પૃથ્વીમાં ભવિષ્યના નિરવધિ કાળમાં થનારા બુદ્ધિમાન પુરૂષો આપણે માટે ખરેજ અફસોસ કરશે.

## પુણ્ય પાપનો સિદ્ધાંત.

૨૦. આમ કરીએ તો પાપ લાગે અને આમ કરીએ તો પુણ્ય થાય એવા પાપ પુણ્યના સિદ્ધાંત તરફ જરા દૃષ્ટિ કરવાનું ટાળી શકાય એમ નથી. બીજા દેશમાં ધર્મ એ જીંદગીનું મુખ્ય તત્વ મનાયું નથી તેથી ત્યાં આપણા જેવાં પાકા વર્ણાશ્રમ ધર્મો નથી. આપણે સૂર્યના ઉદય પછી ઉઠીએ તો દોષ લાગે છે અને સંધ્યા કરીએ તો પુણ્ય થતું નથી પણ ન કરીએ તો પાપ લાગે છે. હિંદુઓના પાપ પુણ્યના પ્રકારો

એટલા પ્રકારો બીજા મુલકોમાં નથી. સર્વ જણાશે આ જીંદગી સુખ વૈભવથી ભરી દેવી અથવા તેમ કરવાનેમાટે સર્વ પ્રયત્નો કરવા અને ધર્મ તો એક ચાલ કે રિવાજ તરીકેજ માત્ર પાળવો એવું બીજા મુલકોમાં મુખ્યત્વે જોવામાં આવશે. આપણે તેવું નથી. આપણે તો આ શરીરના પડ્યા પછી ઊંચી ગતિ પામવાના ઉદ્દેશથીજ આ જીંદગી લીધી છે અને તેથી ધર્મ એજ આપણો સાધ્ય હેતુ છે. ધર્મને રસ્તેજ આ લોકમાં જે ખરૂં સુખ મેળવી શકાય તે મેળવવાનું છે. આ કારણને લીધેજ આપણી જીદંગીનાં સર્વ કાર્યોમાં જ્યાં ત્યાં પાપ અને પુણ્ય મૂકવામાં આવ્યાં છે. સન્માર્ગે ગમન કરવામાં તે માર્ગદર્શક પાટીયાંની પેઠે કામમાં આવે છે અને બીજી રીતે પણ તે ઉપકારક છે. અત્રે કોઇને શંકા થશે કે સૂર્યના ઉદય પછી ઉઠવાથી અથવા સંધ્યા ન કરવાથી પાપ લાગે છે એવા ડગલે ડગલે પાપ કરાવનારા હિંદુપણાને બદલે પાપની થોડી ભાંજગડવાળું અંગ્રેજપણું કે ફ્રેંચપણું સારૂં; પણ હિંદુપણામાં કોઇ કારણે એક વાર ફસાઇ પડયા પછી અન્યપણું શી રીતે આવે? શરીર બદલ્યા શિવાય જેમ ઇંગ્રેજ થવાતું નથી તેમ વર્ણ પણ શરીર બદલીનેજ બદલાય. પાપ લાગવાનું અને પુણ્ય ચોટવાનું ઠેકાણું અંતઃકરણ છે. અંતઃકરણથી ઉલટા ચાલવામાં પાપ થાય છે. હિંદુધર્મ અંતઃકરણમાં એટલી બધી શુદ્ધિ અને માણસાઇ ભરે છે કે પછી તે પ્રમાણે ચાલવામાં ચૂકો થઇ જવાનો સંભવ રહે છે; અને આમ વધારે શુદ્ધિ અને વધારે માણસાઇ ભરેલી હોવાના કારણથીજ પાપ લાગવાના વધારે પ્રસંગો આવે છે. શુદ્ધિ અને માણસાઇ થોડી હોય ત્યાં પાપ લાગવાના પ્રસંગો થોડા એ વાત જો મનમાં ઉતરે તો

આ પાપ લાગવાનો સિદ્ધાંત વધારે સરળ લાગશે. ગુરૂને નમન કરીને વિદ્યાભ્યાસ શરૂ કરવો યોગ્ય છે એમ જેને ખબર નથી તેનામાં માણસાઇ આવવાની અધુરી છે એટલે એને પાપ લાગવાનું કારણ નથી. પણ ગુરૂને નમન કરીનેજ પાઠ શરૂ કરવો જોઇએ એમ જે જાણે છે, એટલે એ વાત જાણવાપણાથી જેનામાં માણસાઇ આવેલી છે અને એ રીતે જેના અંતઃકરણનો કોઈ પ્રદેશ સ્વચ્છ થયેલો છે તે માણસ જો ગુરૂને નમન કર્યા વગર પાઠનો આરંભ કરે તો તે દોષિત ઠરે છે અને પાપ લાગે છે. ગુરૂને નમન કરવાનું જેનું અંતઃકરણ કહેતું નથી અને જેને એ વાત જણાવવામાં પણ આવેલી નથી તે માણસ ગુરૂને નમન નહીં કરવા માટે વિશેષ રીતે દોષમાં પડતો નથી. અજાણે કરેલા દોષોને માટે પણ માણસ ઉપર પરિણામ ભોગવવાનું છે ખરૂં તો પણ તે માફીને પાત્ર નિવડે છે અથવા થોડી શિક્ષાના બંધનમાં આવે છે. શુદ્ધ હિંદુના પવિત્ર અંતઃકરણ રૂપી સ્વચ્છ અને સફેદ પટ ઉપર જરા પણ ચૂક રૂપી પાપનો ડાઘો માલમ પડી આવેછે, એટલે પાપ લાગે છે. પણ જેનાં અંતઃકરણ રૂપી પટ સંપૂર્ણ સ્વચ્છ નથી અથવા જેઓ અંતઃકરણની શુદ્ધિમાં થોડું સમજે છે તેમને પાપના પ્રસંગો પ્રમાણમાં ઓછાજ બાધકારક થાય છે. આમ પાપ ઓછું વળગે છે ખરૂં પણ અંતઃકરણની શુદ્ધિ તેમને ઓછી હોવાથી અંતઃકરણની સંપૂર્ણ શુદ્ધિના સુખનું ખરૂં સ્વરૂપ તેમનાથી અનુભવાતું નથી એ નુકસાન તેમને માટે કંઇ ઓછું નથી. જેનાં અંતઃકરણ રૂપી પટ ઘણાં મેલાં છે એટલે જે પાપ કર્મ વગર ધોખે કર્યે જાય છે એવા મેલા હૃદયપટઉપર ડાઘ ક્યાંથી પડે? સ્વચ્છ સફેદ કપડા

ઉપર સોયની અણી જેટલો ડાઘો ઉઘાડો પડી આવે છે પણ હલવાઇના પેણાને સાફ કરવાના કાળા કપડાપર સાહીનો આખો ખડીઓ ઉંધો વળે તો પણ ડાઘા જેવું કશું જણાતું નથી. આપણા ઉજળા અંગરખા ઉપર તેલનો એક છાંટો આપણને અકળામણ કરાવે છે પણ ઘાંચી તેલવાળાં કપડાથી ગભરાતો નથી. જે માણસને પવિત્રતા અને આચાર ઉપર ઓછો ભાવ થાય તેણે સમજવું કે તેનું મન ધર્મ ધારણ કરવાને ઓછી યોગ્યતાવાળું થયું છે. પોતાની પરીક્ષા માણસ બને તેટલી ઉદાર રીતે કરે છે, તેથી આચાર થોડો ઓછો થયાનું નુકસાન એકદમ તેની નજરે આવતું નથી પણ પરિણામે છેતરાય છે; કેમ કે આંગળી ગળતાં પ્હોંચો ગળાય એમ ધીમે ધીમે મન વધારે નિર્બળતા પામી પતિત થવા માંડે છે. પરિણામ અધોગતિનું આવે છે. ઘોડે ચડે તે પડે, ઘોડે નહીં ચઢનારને પડવાનો ભય હોતો નથી, તે પ્રમાણે વિશેષ રીતે ધર્મ પાળનારી હિંદુ પ્રજાને હાલતાં ને ચાલતાં પાપ લાગવાનો ડર રહે છે. બીજી પ્રજાઓ કે જેમને ધર્મ એ જીવનનો મુખ્ય ઉદ્દેશ નથી, તે પ્રજાઓને કંઇ હિંદુની પેઠે પાપ લાગતાં નથી. પૃથ્વીના અનેક ભાગોમાં એવા કેટલાક સાંસારિક અને બીજા રિવાજો છે કે જે આપણી દૃષ્ટિએ થોડાક પાપરૂપ જણાય, પણ તે રિવાજોમાં કંઇ અઘટિત નથી અથવા કંઇ પાપ જેવું નથી એવી સમજવાળી પ્રજાઓ તે રિવાજો પ્રમાણે વર્ત્તે છે તેમાં તેમને પાપ લાગતું નથી. આ પાપ પુણ્યનો સવાલ ઘણો મનન કરવા જેવો છે અને તેમાટે ઘણું વિચારવા જેવું સાહિત્ય છે પણ અત્રે વિસ્તારથી કહેવાનો અવકાશ નથી. આટલાથી સુજ્ઞો સમજી શકશે કે હિંદુઓને જે વધારે પાપ

લાગે છે તે વાત ખોટી નથી. જે વાત કરવી અથવા વર્જવી એ પાપ છે એમ હિંદુઓ સમજે છે તે વાત કરવાથી કે વર્જવાથી પાપ લાગવાનું હિંદુઓના નસીબમાં સરજાયલુંજ છે. પરંપરાના શિક્ષણ અને વિદ્યાભ્યાસથી, ધારા અને વહીવટથી, ધર્મશાસ્ત્ર અને સ્મૃતિઓની આજ્ઞાથી તથા કથા વાર્તાઓના શ્રવણથી એક હિંદુના હૃદયમાં પાપ પુણ્યનું વિશાળ ક્ષેત્ર કુદરતી રીતે નાનપણથીજ ઉભું થાય છે અને તેમાં અનેક પ્રકારનાં પાપ પુણ્ય પ્રતિક્ષણે કરવામાં આવતાં કાર્યો ને પરિણામે ભરાય છે. એક જન્મે નહીં તો અનેક જન્મે હિંદુજ અમૃતત્વને પામે છે; જ્યારે બીજી પ્રજાઓનાં પુણ્યશાળી પ્રાણીઓ માત્ર સાંસારિક સુખ અથવા ઐહિક ઉન્નતિવાળાં નસીબજ બનાવી શકે છે; કેમકે ધર્મની બાબતમાં હિંદુઓ જેટલા આગળ ગયા છે તેટલાજ બીજાઓ પાછળ રહેલા છે. બ્રહ્મીભૂત સ્વામિ વિવેકાનંદ જેવા એકજ સંન્યાસીના જ્ઞાનોપદેશનું મનન કરનારાં યુરોપ અને અમેરિકામાં અનેક વિચારશીલ સ્ત્રી પુરૂષો અચંબો પામ્યાં હતાં અને હિંદુધર્મ આટલો બધો ઉદાર છે એવો ખ્યાલ અજાયબી સાથેજ તેમના અંતરમાં આવવા પામ્યો હતો. આ ઘણી જૂની વાત નથી તેથી પુરાવાની અગત્ય નથી.

૨૧. આપણી ઉન્નતિ થવામાં આપણી વર્ણવ્યવસ્થા આડે આવે છે એ વાત બુદ્ધિની બહારની છે. ઉન્નતિ આણવામાં અનેક પ્રયત્નો કરવા પડે અને અનેક પ્રકારની સ્થિતિમાંથી પસાર થવું પડે એ ખરી વાત છે; પણ વર્ણના કર્તવ્યોમાં કોઇ ઠેકાણે પ્રયત્ન નહિ કરવાનું કે બેસી રહેવાનું કહ્યું નથી. ગમે તે સ્થિતિમાં પ્રયત્નો કરો, ભગીરથ પ્રયત્નો કરો, અનુકૂળતા મેળવો અને પ્રતિકૂળતાને દૂર કરતા રહો એટલે

ઉન્નતિ તમારીજ છે, એમાં સંશય નથી. પ્રયત્ન કરવામાં વર્ણ-વ્યવસ્થા નડે છે એ તો એક પ્રકારનો અશક્તિ જાહેર કરવાનો અનુકૂળ માર્ગજ છે. વર્ણવ્યવસ્થા તો ઉન્નતિનું મૂળ છે. તેમાં પાણી સીંચવામાં આવતું નથી, એટલે તેમાં ધ્યાન આપીને કાળજીથી તેની સંભાળ લેવામાં આવતી નથી તેથી એ આપ-ણું સુંદર વૃક્ષ દુકાળના ઝાડની દશા પામતું આપણી નજરે આવે છે. બીજી પ્રજાઓની જે ઉન્નતિ આપણી નજરે આવેછે તે તેમની વર્ણવ્યવસ્થાના ઢીલા બંધારણને લીધે આવી છે એમ તો સમજવાની ભૂલજ કરવી નહીં. એ ઉન્નતિ તો તેમના પ્રયત્નોએ આણી છે. વર્ણવ્યવસ્થાના બંધારણવાળા આપણે જો એટલાજ પ્રયત્ન કરીએ તો આપણે જગતમાં એટલી બધી અજાયબીઓ ( wonders ) કરી શકીએ કે આખા જગતના લોકો, આકાશમાં ઉડતા ગુબારા કે તારામંડળ તરફ લોકો જુએછે તેમ, પહોળાં મ્હોં કરી અજાયબીમાં ગરકાવ થઇ જાય. વર્ણવ્યવસ્થા એ અજાયબીનો ખજાનો છે પણ કમનસીબે આપણે એવા સંજોગોમાં હાલ છીએ કે આપણા એ અમૂલ્ય હીરાનું તેજ, બીજાં કૃત્રિમ તેજો આગળ, તેની સંભાળ ન લેવાયાથી, શિથિળતાને પામતું જાય છે.

## ભારત વર્ષની એક પુરૂષ રૂપે રચના.

૨૨. ઈશ્વરનું વિરાટ સ્વરૂપ તે સમસ્ત પ્રજાજનો છે અને તેમાં મનુષ્ય માત્રનો અને સર્વ વર્ણોનો સમાવેશ થઇ જાય છે, એવો પ્રાચીન કાળના વૈદિક સાહિત્યનો સાર સમજા-ય છે. પ્રજાને તેમાં પુરુષ રૂપે વર્ણવી છે. આખી પ્રજાને તેમાં ઈશ્વર કે પરમાત્માજ જણાવી છે. વિરાટ પુરૂષ એટલે એક મહાન પ્રજા છે. આનું ખરૂં રહસ્ય પુરૂષસૂક્તમાં આપેલું

છે અને તે ઘણું મનન કરવા જેવું છે. આર્ય પ્રજાના વર્ણાશ્રમનો બોધ ઋગ્વેદના પુરૂષ સૂકતના પેહેલા ભાગમાં છે, તેમાં જણાવ્યું છે કે તે પુરૂષનું મુખ તે બ્રાહ્મણો, બાહુ તે ક્ષત્રિયો, જાનુ તે વૈશ્યો અને પગ તે શૂદ્રો છે. આ વાત કેવી રીતે સમજાવી છે તે વિચાર કરવાથીજ સારી રીતે સમજાય તેવી છે. એમાં કોઇ જાતનો વેહેમ કે ધર્મને નામે ડહાપણ ડોળવામાં આવ્યું નથી. તેમ છતાં કેટલાક પાશ્ચિમાત્ય લખનારાઓ ખરૂં રહસ્ય ન સમજાયાથી કે બીજા કારણથી આપણી હાંસી કરે છે અને આપણને હલકા પાડવાની સંધિ સાધે છે. યુરોપિયનોના મુખોદ્‌ગારોને વેદ વાકય માનનારા આપણા ભાઇઓ આવી વાતોથી ભોળવાઇ જાય છે અને ભ્રાંતિમાં પડી પોતાને બેસવાના સુંદર ડાળવાળા વૃક્ષનો મૂળોચ્છેદ થવા દે છે. વર્ણવ્યવસ્થાનું એકંદર સ્વરૂપ એ યથાઘટિત અવયવવાળું એક મહાન શરીર છે. એક શરીર રૂપ પ્રજાનાં અંગો પરસ્પરનાં કર્તવ્ય બજાવીને મોટું બળ ઉત્પન્ન કરતાં હતાં અને દરેક અંગનું કાર્ય બાકીના અવયવોને મદદ કરતું હતું. જેમ પગની અવગણના મુખ કરે નહીં તેમ શુદ્રની અવગણના બ્રાહ્મણ કરી શકે નહીં. સર્વત્ર સંપ સર્વદા સાધ્ય રહે અને સર્વ સુખી થાય તથા દરેક જણના આ લોક પરલોક સુધરતા રહે એ વર્ણના ચાર વિભાગોની રચનાનું રહસ્ય છે. વર્ણ વ્યવસ્થાની અવગણના કરી ચૂકયાને લાંબો વખત ગયા પછી જે અવનતિ આપણી પાસે આવી છે તે વર્ણવ્યવસ્થાએ આણી એમ કહેવાને આપણે તત્પર થઇશું નહીં. સુગંધિ પુષ્પના છોડવાઓને પાણી પાવાની અવગણના કરી ચૂકયાને લાંબો કાળ ગયા પછી સુવાસિત પુષ્પોનો લાભ કેમ મળતો નથી એમ કહેવાને નીકળવું

અથવા છોડવાઓનોજ વાંક કાઢવા તત્પર થવું શું આપણને યોગ્ય લાગશે ? ઇંગ્રેજ અને જપાનીઝ જેવી બે પ્રજાઓના એકત્ર થવામાં જે નુકસાન તત્વવેત્તાઓને દેખાય છે તે નુકસાનનો સૂક્ષ્મ પ્રકાર હિંદુ વર્ણોને એકત્ર કરવામાં નથી એમ કહેવું અજાયબીભરેલું બુદ્ધિમાંદ્યજ બતાવે છે. જન્મથીજ વર્ણ નક્કી થાય છે એ વાતમાં શંકા રાખવાને કંઇ કારણ નથી. આ વિષે વધારે વિવેચનમાં ન ઉતરતાં આપણે આગળ ચાલીશું.

## ચાર વર્ણોનાં કામની ટુંકામાં હકીકત.

૨૩. ચાર વર્ણને સોંપાયલાં કામ તો સર્વને સુવિદિત છેજ, તોપણ શ્રીકૃષ્ણચંદ્રના મુખનાં તે સંબંધી વચનો અત્રે ઉતારી લેવાથી ટૂંકામાં ઘણી હકીકત સમજાશે. તે મહાત્મા કહે છે કેઃ—

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः॥
शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥
शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥
कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥
स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥
यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।

स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥
श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥
सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् ।
सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृत्ताः ॥

અર્થઃ—હે પરંતપ ! પૂર્વ જન્મના સંસ્કારથી થયેલા સત્વ, રજ અને તમો ગુણને લઇને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એમનાં કર્મો એમને વેહેંચી આપવામાં આવ્યાં છે. [ બ્રાહ્મણમાં મુખ્ય સત્વ ગુણ હોય છે, ક્ષત્રિયોમાં મુખ્ય રજોગુણ અને ગૌણપણે સત્વ ગુણ હોય છે; વૈશ્યોમાં મુખ્ય રજોગુણ અને તમોગુણ ગૌણપણે વર્ત્તે છે; અને શૂદ્રોમાં ગૌણતાથી રજોગુણ અને પ્રધાનપણે તમોગુણ વર્ત્તે છે. ]

શમ, બાહ્ય ઈંદ્રિયનો નિગ્રહ, શારીર આદિ ત્રણ પ્રકારનું તપ, પવિત્રતા, ક્ષમા, સરલતા, શાસ્ત્રજ્ઞાન, અનુભવજ્ઞાન અને આસ્તિકપણું એ બ્રાહ્મણનું સ્વાભાવિક કર્મ છે. [ અહીં કર્મ શબ્દના અર્થમાં જીંદગીનાં કર્તવ્યનો અર્થ સમજવાનો છે. એટલે ઉપર જે ગુણો બ્રાહ્મણના બતાવ્યાછે તે ગુણો બ્રાહ્મણોએ પોતે ધારણ કરી બીજાઓને તેવા ગુણવાળા કરવા તથા વિદ્યાજ્ઞાન પોતે મેળવવાં અને બીજાઓને આપવાં, એવું જે રીતે કરી શકાતું હોય તે બ્રાહ્મણનું સનાતન અને પવિત્ર કર્તવ્ય છે.]

પરાક્રમ, તેજ, ધીરજ, ચાતુર્ય અથવા ડહાપણ, યુદ્ધમાં પાછો પગ ન ભરવો અને સઘળું વ્યવસ્થિત અને નિયમિત ચલાવવાની શક્તિ એ ક્ષત્રિયનું સ્વાભાવિક કર્મ છે. [ સર્વનું સંરક્ષણ થાય એટલે કોઇના ઉપર ઘા ન થાય એવું સંરક્ષણ

ખણું એ ક્ષત્રિયનો મુખ્ય ધર્મછે. કોઇ નિર્દોષને પીડા થતી અસ ક્ષત્રિયથી ખમી શકાય નહીં ].

ખેતી કરવી, ગાયો પાળવી અને વ્યાપાર કરવો એ વૈશ્યોનું સ્વાભાવિક કર્મ છે અને ત્રણે વર્ણના લોકોને જાત મેહેનત એટલે સેવાથી મદદગાર થવું એશૂદ્રોનું સ્વાભાવિક કર્મ છે.

પોતપોતાના કર્મમાં નિષ્ઠાવાળો પુરૂષ **જ્ઞાન**ની યોગ્યતા મેળવે છે. પોતાના કર્મમાં તત્પર રહેલો પુરૂષ કેવી રીતે **સં-સિદ્ધિ** પામે છે તે તું સાંભળ.

જે અંતર્યામી પરમેશ્વરથી સર્વ પ્રાણીઓની પ્રવૃત્તિ થાય છે તથા જે કારણરૂપ ઇશ્વરથી આ સંપૂર્ણ વિશ્વ વ્યાપ્ત છે તે **ઈશ્વરને પોતપોતાના કર્મ વડે આરાધીને** [ પોતાને સોંપેલું કામ બજાવી ઇશ્વરને તેવડે પ્રસન્ન કરીને ] મનુષ્ય **સિદ્ધિને** ( તત્વ જ્ઞાનને ) પામે છે. [ હે અર્જુન ! બંધુનો વધ કરવો ઇત્યાદિ દોષયુક્ત તારા ક્ષત્રિય ધર્મ કરતાં ભિક્ષા માગવી ઇત્યાદિ પરધર્મ શ્રેષ્ઠ છે એમ તારે ધારવું નહિં, કેમ કે ] સારી રીતે આચરેલા પરાયા ધર્મ કરતાં ગુણ વગરનો કે ખામીવાળો સ્વધર્મજ શ્રેષ્ઠ છે. પોતાના સ્વભાવને અનુસરીને સોંપાયલું અથવા પ્રાપ્ત થયેલું કર્મ કરનારો મનુષ્ય પાપને પામતો નથી. હે કુંતાના પુત્ર, સ્વાભાવિક રીતે કરવા પ્રાપ્ત થયેલું કે સોંપાયલું કર્મ દોષ યુક્ત હોય તોપણ તેને તજવું નહીં; કેમ કે ધૂમાડાથી વીંટાયલા અગ્નિની પેઠે સર્વ કર્મો દોષથી વીંટાયલાં હોય છે. [ ટાઢ તથા અંધકારને દૂર કરવા વિગેરે કામોમાં ધૂમાડાને દૂર કરીને અથવા વેઠીને પણ જેવી રીતે કામ કરવું પડે છે તેવી રીતે દોષયુક્ત જણાતું કામ પણ **ઈશ્વર તરફથી પોતાને સોંપાયલું** છે એમ જાણીને કરવું જોઇએ.]

૨૪ ચાર વર્ણોને સોંપેલાં કર્મો વિષે શ્રીકૃષ્ણનાં વચનો અત્રે આપ્યાં છે અને બીજા ઘણા ગ્રંથોમાં ચાર વર્ણનાં કર્મ વિષે લખાયલું છે, પણ તે સર્વ અત્રે લખવાની જરૂર નથી, કેમકે સુજ્ઞોની આગળ ઘણાં પ્રમાણો રજુ કરવાની જરૂર પડતી નથી. જે વર્ણના બંધારણમાં આપણે પોતે રહેલા છીએ તે ગમે તેવી શિથિળ અવસ્થામાં છે તો પણ તેને માટે પ્રમાણની જરૂર કેમ હોય ? પણ કેવળ પૂર્વાપર વિષયની સંકલનાને ખાતર અને જે ખરૂં નિર્દોષ ચિત્ર પ્રિય વાચકોના હૃદય કમળ ઉપર ચિતરવાનું કામ હાથમાં લીધું છે તેને ખાતર આટલું કહેવાનું ટાળી શકાયું નથી; અને એક પણ પ્રમાણ વિનાનું કથન સપ્રમાણ કહેવાય નહીં તેને માટે શ્રીકૃષ્ણ જેવા યોગીશ્વરની વાણીનું માત્ર એકજ પ્રમાણ ઉપર આપ્યું છે. શ્રીકૃષ્ણનાં આ વચનોનું મનન યથાર્થ રીતે કરવાની સર્વને વિનંતિ છે.

૨૫. વર્ણવ્યવસ્થામાં થયેલી કામની વેહેંચણી સામે કોઈએ વાંધો હાલના સુધારાના કાળ સુધી લીધો હોય એવું ઇતિહાસ ઉપરથી જણાતું નથી. પોતાને અમુક જાતિમાં કે વર્ણમાં કેમ મૂક્યા અથવા કામની વેહેંચણી પક્ષપાતથી કરી છે એવું કહેનારા કોઇ નીકળ્યા નહોતા. પોતાને સોંપેલાં કામ કરવાં એમાંજ સિદ્ધિ છે અને બીજાનાં કામ ગમે તેટલાં સારાં લાગતાં હોય પણ તે કરવા શ્રીકૃષ્ણની સંમતિ નથી. પ્રજાના લોકો આ તત્વમાં રહેલા ઊંચી ભાવનાવાળા રહસ્યને સમજતા હતા; પણ તે વાત ભૂલવા માંડી ત્યારથી ખરાબીની શરૂઆત, વર્ણધર્મ પાલટવામાં થઇ હવે વર્ણ પાલટવાના પ્રશ્નની પાસે પ્રજાને આવવું પડયું છે. ચાર યુગોનાં લાખો વર્ષમાં લાખો જમાતા બદલાઇ ગયા એટલે અબજોની

સંખ્યામાં હિંદુસ્તાનમાં લોક વસી ગયા તેમાંથી એક પણ આદમીએ વર્ણવ્યવસ્થા સામે અસંતોષ બતાવ્યો નથી કે ફરિયાદ કરી નથી એ વાતજ એમ બતાવે છે કે આ ચાતુર્વર્ણ્યની રચના કોઇ એવે હાથે થયેલી છે કે જેને ઈશ્વરનો હાથ કહ્યા વિના ચાલતું નથી. ઈશ્વરનો હાથ કહો કે અતિશય ઐશ્વર્યવાળા કોઇ દૈવી પુરૂષનો હાથ કહો એ એકનું એકજ છે. વેદ જેમ અપૌરૂષેય ગણાય છે તેમ આ ચાતુર્વર્ણ્યની રચના પણ અપૌરૂષેય કહીએ તો તે ચાલવા જેવું છે. આમ કંઇક છે માટેજ **चातुर्वर्ण्यं मया सृष्टम्** એમ કહેવાને શ્રીકૃષ્ણ તૈયાર છે.

## શું આજ સુધી દયા નહોતી ?

૨૬. દયાના દરિયા જેવા મહાન પુરૂષો આપણામાં થઇ ગયા છે કે જેમનો દયાનો ગુણ કદી એક ક્ષણ પણ શિથિલ થયો ન હતો. પાંચ પાંડવો, દ્રૌપદી અને કુંતા વનવાસમાં કેટલાક દિવસનાં ભૂખ્યાં અને તરસ્યાં થઇ ગયેલાં હતાં છતાં પણ યજ્ઞનું અને યજ્ઞકર્ત્તા બ્રાહ્મણોનું રક્ષણ કરવાને પાંડવોને જ્યારે બૂમ પાડવામાં આવી ત્યારે તેઓ તરતજ તત્પર થઇ તે માટે ગયા હતા. તેઓ કેવળ પોતાને માટેજ નહીં પણ પારકાને માટે જીવતા હતા. તેમની પરોપકારબુદ્ધિનો પાર નહોતો. વન પર્વમાં આ ઇતિહાસ છે. કોઇપણ પ્રાણીનું રક્ષણ કરવામાં પોતાનો ક્ષત્રિયધર્મ બજાવવાને તેઓ કોઇ દિવસ બેદરકાર ન હતા. દયાને ધર્મનું મૂળ કહેનારા તુળસીદાસ જેવા પરમકારૂણિક ઈશ્વરભક્તો હતા. ઉપર કહેલી અબજોની સંખ્યાના પુરૂષોમાં થોડા હજાર તો વધારે દયાળુ અંતઃકરણવાળા જરૂર થયા હશે, તેમ છતાં પણ કોઇને શૂદ્રો-

માંની અસ્પર્શ્ય પંક્તિના લોકોને સ્પર્શ્ય બનાવીને સુખી કરવાનો માર્ગ કેમ નહીં સુજ્યો ? એટલુંજ નહીં પણ કલિયુગને માટે જે વિશેષ ધર્મો અને નિયમો લખાયા છે તેમાં પણ એમ કેમ નહીં લખાયું કે અસ્પર્શ્ય જાતિઓને આગળ કલિયુગમાં સ્પર્શ્ય પંક્તિની સાથે એકત્ર ગણવી ? જે વર્ણવ્યવસ્થાની રચના સામે કોઇએ ફરિયાદ કરી નથી અને સર્વેને સંસિદ્ધિ પામવાનો માર્ગ વર્ણ ધર્મ પાળવામાં છે એ કારણથીજ દયાના દરિયામાં અસ્પર્શ્યને સ્પર્શ્ય ગણવાના વિચારનું મોજું ઉત્પન્ન થયું નહોતું. વર્ણ ધર્મ નહીં પાળનારા બ્રાહ્મણ કરતાં વર્ણધર્મ પાળનાર શૂદ્રનું ઇશ્વિરને ત્યાં વધારે સન્માન છે એ વાત તેઓ જાણુતા હતા. મનુષ્ય જન્મનો ઉદ્દેશ નહીં વિસારીને તેઓ વર્તતા હતા. એડવર્ડ બાદશાહને વીંડસરના મેહેલમાં જેટલું ગાઢ નિદ્રાનું સુખ શ્રમને અંતે મળે તેટલુંજ સુખ શ્રમને અંતે એક અંત્યજને પોતાની હાલહવાલ ઓરડીમાં મળે છે એ વાત તેઓ જાણતા હતા અને દુઃખને ઠેકાણે દયા કરવાના પ્રસંગ તેઓ કદી પણ હાથમાંથી જવા દેતા નહીં. બધાને મેહેલ બાંધી આપીએ કે ગમે તે ગમે તે કામ કરે એવી છુટ મૂકીએ, એને તેઓ દયા નહીં પણ ક્રૂરતા સમજતા હતા. અનેક ઉપદ્રવોનું મૂળ અને અસંતોષનું દુઃખદાયક મૂળ એવી દયા કરવામાં તેમને દેખાતું હતું. એક શૂદ્રને તપ કરતો જાણી શ્રીરામચંદ્રે તેને શોધીને વધ કર્યાની વાત રામાયણના ઉત્તરકાંડમાં છે. ધર્મધુરંધર અને રાજનીતિનિપૂણ શ્રીરામચંદ્રને ચાતુર્વર્ણ્યમાટે આટલી કાળજી કેમ થઇ હશે ? બ્રાહ્મણ વર્ણનું કર્મ એક શૂદ્રને હાથે થતું થવા દેવાને તેમને શું હરકત હતી ? કદી એટલું એક કામ એમને હાથે ખોટું થયું એમ માનીએ તો રામાયણ જેવા

જીવન ચરિત્રના પવિત્ર પુસ્તકમાં એ વાત ઘુસાડવાની વાલ્મીકને પણ કેમ સૂઝ પડી ? શું બધાએ કૂવામાં ઝાડ રોપે એવા હતા ? સરયૂ કિનારે એક મોટી સભા ભરીને એક દિવસ એમણે ( શ્રીરામચંદ્રે ) વર્ણાશ્રમ ધર્મનો ઉપદેશ નગરજનોને આપ્યો હતો. આ સઘળો ઇતિહાસ એમ બતાવે છે કે ચાતુર્વર્ણ્યની રચનામાં દૈવી હાથ કે દૈવી સંમતિ હતી. રામાયણના ઉત્તરકાંડમાં આ હકીકત છે.

૨૭. ચાતુર્વર્ણ્ય બ્રાહ્મણોએ રચ્યાની વાત પણ બુદ્ધિથી વેગળીજ છે. મહાનગરોની ધાગધૂમોથી અલગ* રહેવાનું, પોતાની ફરજો અદા કરવાને અનુકૂળ પડે એવાં વન ઉપવનમાં આશ્રમો બાંધવાનું, નદીઓના કાંઠા પાસે લોકવ્યવહારથી દૂર વસવાનું, ઉપનયનાદિ સંસ્કારોના ખર્ચ વિગેરે કરવાનું માથે લેવાનું, રાજવૈભવના માનભરેલા દરજ્જાઓને પોતાથી દૂર રાખવાનું, વ્યાપારથી પ્રાપ્ત થતા મહાલક્ષ્મીના લાભથી પોતાને દૂર રાખનારા માર્ગમાં આનંદે વિચરવાનું અને એવા બીજા અનેક લાભો જતા મૂકવાનું ડહાપણ પોતાને માટે પોતાને હાથે તેઓ ( બ્રાહ્મણો ) કેમ કરત ? દિવસમાં ત્રણ વખત સંધ્યાવંદનાદિ નિયમ જાળવવાનું, અગ્નિહોત્રાદિ કર્મો અને વૈશ્વદેવાદિ નિત્યકર્મોના ધૂમાડા સોસવાનું, પગારના કે ફીના બંધારણ વગર ભણાવવાનું, કેવળ બ્રહ્મચર્ય પાળીને ભણવાનું, ભિક્ષા માગીને ભણવાનું, પરીક્ષા પુરતું નહીં પણ કેવળ વિદ્યાને માટેજ ભણવાનું અને ભિક્ષા, ભેટ કે દક્ષિણા દાનથી ઉદરપોષણ કરવાનું કાંટાવાળું ઓખરું શું કરવાને પોતાને હાથે પોતાને વળગાડત ? ગમે ત્યાં પાણી પી લેવાનું બને, ગમે ત્યાં ખાઇ લેવાનું બને અને ગમે

* વસિષ્ઠ વિશ્વામિત્રના વખતની આ સ્થિતિ છે.

તેની પાસે બેસવાનું અને રહેવાનું બને એવું રૂડું સ્વાતંત્ર્ય તેમણે શા માટે ગુમાવ્યું ? સ્ત્રીજાતિને અતિ પૂજ્ય કહેનાર છતાં પણ તે સુકુમાર જાતિને સ્વાતંત્ર્ય આપવું યોગ્ય નથી (**न स्त्री स्वातंत्र्यमर्हति**) એમ કહેનાર મનુ મહારાજે પણ આ પારતંત્ર્યને વિચાર કેમ કર્યો નહીં હોય ? ચારે વર્ણના લોકોના હાથ આમ બાંધી લઇ બંધનમાં પડવાનું બ્રાહ્મણોએ કેમ પસંદ કર્યું હોય તેનો, મિત્રો ! તમેજ વિચાર કરો અને એવા છેવટ ઉપર આવો કે ચાતુર્વર્ણ્યની રચનામાં કોઇ અલૌકિક હાથ હતો.

૨૮. દરેક વર્ણના માણસે પોતાને સોંપાયલું કાર્ય કરવું એજ તેનો મુખ્ય ધર્મ, એમાંજ તેનું શ્રેયસ અને એમાંજ તેની કીર્તિ છે. બીજાને આમ કેમ અને મારે આમ કેમ એવો વિચાર કરવાનો પણ અવકાશ કે અધિકાર રાખેલો નથી. એમ તો પારજ આવે નહીં. પોતાનાં કર્તવ્યો સોંપ્યા પ્રમાણે બજાવવાં એમાંજ ઇશ્વિરની પ્રસન્નતા અને પોતાનો સંતોષ છે. પોતાને સોંપાયલા કાર્યમાંજ ઊંચા પ્રકારનું કામ કરવાનું આવે એજ ઉન્નતિ અને સુખ છે. અર્જુનને મોટું યુદ્ધ કરવાનું પ્રાપ્ત થયું ત્યારે શ્રીકૃષ્ણચંદ્ર તેને કહે છે કે **सुखिनः क्षत्रियाः पार्थ लभन्ते युद्धमीदृशम्** સુખી ક્ષત્રિયોનેજ આવાં યુદ્ધ કરવાનાં મળે છે. આ પ્રમાણે સર્વ વર્ણને માટે સમજવું-જેમ કે વૈશ્યો તેજ નસીબદાર છે કે જેમને મોટાં વ્યાપારનાં અને કૃષિનાં કામો કરવાની અનુકૂળતા મળે છે.

૨૯. કોઇ એક વર્ણવાળાએ બીજી વર્ણનાં કાર્ય કરવાની છુટ રાખવામાં આવીજ નથી, એટલે પોતપોતાનો વર્ણધર્મ પાળવાની પદ્ધતિ પ્રથમથીજ સ્થાપન કરવામાં આવી છે.

મિતાક્ષરા વિગેરેમાં બ્રાહ્મણનો વેશ લેનાર શૂદ્રને માટે શિક્ષા ઠરાવી છે. આ વિગેરે ઉપરથી જણાશે કે ચારે વર્ણ એક થઇ જાય એવી કોઇએ પણ તજવીજં કરવી એ હિંદુપણાની અલૌકિક રચનાને હાનિ પહોંચાડનારૂં અને પરિણામે નીચી ગતિ તરફ ખેંચી જનારૂં છે. આગ્રાના તાજમેહેલમાંથી ઉત્તમ કારીગરીવાળા પથ્થર કાઢી લઇ તેને ઠેકાણે સાદા પથ્થરોથી પુરણી કરવામાં આવે તો તેથી શું નુકસાન થાય તેનો વિચાર કરો: જે માણસ એ વાત જાણે તે ખિન્ન થવા પામે. કારીગરીથી ભરેલા તે મકાનને જોઇને તે ઉપરથી કારીગરો પોતાના કૌશલ્યનો મુકાબલો કરે છે તેમને પણ નુકસાન થશે. પૃથ્વીની ઉત્તમ ઇમારતોમાં તેની જે ગણના છે અને હિંદુસ્તાનના નામને તે મકાન જે શોભા આપે છે, તે ચમત્કૃતિવાળી વાત પૃથ્વીના લોકોમાં થતી બંધ પડશે. આમ અનેક રીતે નુકસાનજ છે. વર્ણવ્યવસ્થાની ચમત્કૃતિ કાઢી નાખી એક લોકસમુદાય રાખવો તે આમ એક સુંદર કારીગરીવાળા મકાનને સાધારણ મકાનની હાલતમાં મૂકવાની બરાબર છે. અધોગતિને આપનારો બનાવ આપણને અપ્રિયજ હોવો જોઇએ અને એવા અપ્રિય બનાવને બનતો અટકી શકે ત્યાં સુધી અટકાવવાની ફરજ મનુષ્યત્વને માથે છે. વર્ણવ્યવસ્થા અનેક ઉપકારોથી ભરેલી છે અને એમાંજ ઉન્નતિ છે, એ વાત મેહેનતથી પણ સર્વના મનમાં ઉતારવી જોઇએ છીએ; કેમકે સંજોગોએ ખરી સમજને ઉલટાવી નાંખવા માંડી છે અને તેને ઠેકાણે જે ખોટી સમજે પ્રવેશ કરવા માંડ્યો છે તે હિંદુસ્તાનને હિંદુસ્તાન તરીકે ટકાવી રાખનારી નથી. ઇંગ્લેંડના નમુના ઉપર હિંદુસ્તાનને તૈયાર કરતાં ત્રિશંકુની પેઠે વચમાંજ લટકવું પડશે. વર્ણ ફેરવાવ-

વાનું કામ વર્ણસંકરતાના દોષરહિત કરવું હોય તો તે કામ ઈશ્વર શિવાય બીજાથી બની શકે એવું નથીજ.

## સ્પર્શ્યાસ્પર્શ્યવિચાર પ્રાચીન છે.

૩૦. ચાતુર્વર્ણ્યની સાથેજ સ્પર્શ્યાસ્પર્શ્યનો નિયમ બંધાયલો છે. ચાતુર્વર્ણ્ય જેટલી પ્રાચીન છે તેટલોજ તે વિચાર પણ પ્રાચીન છે. સર્વ વર્ણના લોકોના કાર્યભાગની વેહેંચણીમાં દરેક વર્ણને તેના કાર્યને અનુકૂળ આચાર વિચાર અને સ્પર્શ્ય અસ્પર્શ્યનો નિયમ લાગુ કરવામાં આવેલો છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વર્ણમાંથી એક એક પુરૂષ મળી ચાર જણા ગંગામાં સ્નાન કરવાને ગયા. એકજ વાહનમાં બેસીને ગયા; પણ સ્નાન કરીને બહાર નીકળ્યા પછી તેઓ પરસ્પર અસ્પર્શ્ય થઇ જાય છે. પોતાનું ધાર્મિક નિત્ય કર્મ પરવારે નહીં ત્યાં સુધી બ્રાહ્મણ ક્ષત્રિયને, ક્ષત્રિય વૈશ્યને અને વૈશ્ય શૂદ્રને અડકી શકતો નથી. ખાવાપીવામાં પણ આ પ્રમાણેજ વર્તાય છે. આવું પ્રાચીન કાળથીજ છે. તેથી વર્ણવ્યવસ્થાએ સ્પર્શ્યાસ્પર્શ્ય વિચારને પક્ષમાં લીધો છે એમ કહેવામાં ખોટું નથી. વર્ણવ્યવસ્થા ન હોત તો સ્પર્શ્યાસ્પર્શ્ય વિચાર પણ ન હોત. બેમાંથી એક પણ ત્યાજ્ય નથી. વર્ણવ્યવસ્થાના સંબંધમાં જરૂર પ્રમાણે પ્રથમ કહ્યું છે અને સ્પર્શ્યાસ્પર્શ્ય વિચારવિષે હવે પછી કહેવાનું છે તેથી આ વાત અત્રે અટકાવી બીજા વિચારફેરના જરૂરના મુદ્દા તરફ આપણે દૃષ્ટિ નાખીશું; કેમકે જન્મને અકસ્માત માનવાની ભૂલ ભયભરેલા વિસ્તારસુધી વધી ચાલી છે.

## જન્મ અકસ્માત નથી.

### જન્મને અકસ્માત માનવાની કરવામાં આવતી ભૂલ.

૩૧. ઉપનિષદો વિગેરેમાંથી જે આધાર મળે છે તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે જન્મ અકસ્માત નથી. ચાર વર્ણોમાંથી કોઇ પણ વર્ણમાં જન્મ થવો એ ઉત્તમ, મધ્યમ કે અધમ આચરણોને અનુસરી થાય છે. દયા જેમ ધર્મનું મૂળ છે તેમ જન્મ અકસ્માત માનવો એ નાસ્તિકતાનું મૂળ છે. જન્મ અકસ્માત છે એમ માનવાને કારણ કે આધાર નથીજ. આ જગતમાં એવી રચના છે કે સઘળું અકસ્માત જણાય છે, પણ ખરી વાત તેમ છેજ નહીં. જો સઘળું અકસ્માત હોય તો જ્યોતિઃશાસ્ત્રની ગણત્રી કે જેને એક ક્ષણવાર પણ માનવાને માણસનું મન આજે લલચાય છે તે શાસ્ત્ર તદન નિરર્થક થાય અને તે શાસ્ત્રના રચનારા અસત્યવાદીઓ ઠરતાં વિલંબ લાગે નહીં. ભાસ્કરાચાર્ય જેવા મહાન વિદ્વાનો દુનિયાને અસત્ય માર્ગે દોરે અને એ જૂઠા શાસ્ત્રનું અધ્યયન આજ સુધી ચાલુ રહી અનેક શિષ્યોને તે શાસ્ત્રનું શિક્ષણ આપવાની પરંપરા સ્વીકારવામાં આવે એ વાત નિશ્ચયપૂર્વક માનવા પેહેલાં અનેક વાર વિચાર કરવો જોઇએ.

૩૨. આર્ય સમાજના કેટલાક સભાસદો અને સુધારક મિત્રો તરફથી અનેકવાર કહેવામાં આવે છે કે "We Hindus spurn the Antyajas for the mere accident of their birth*" "એટલે અકસ્માત

---

* જુઓ ૧૯૦૯ નું "ગુજરાતી" પૃષ્ટ ૬૩૬ "Men do not look beyond the caste or community to

અંત્યજમાં જન્મ થયાના કારણથી આપણે હિંદુઓ તેમને ધિક્કારીએ છીએ." આમાં જે અકસ્માત જન્મ કહેવામાં આવે છે તે ભૂલ છે અને એવી ભૂલ આપણે હાથે થવા જેવી નથી. કોઇ પણ વર્ણમાં જન્મ થવો તે અકસ્માત નથી જ. પણ ઇશ્વરને માનવાની આમાં આવશ્યકતા છે. જો સઘળું જગતમાં અકસ્માત બન્યા જતું હોય તો ઇશ્વરને માનવાની આવશ્યકતા કયા પ્રદેશમાં આશ્રય લેશે ? જગતના સર્વ ધર્મોની જરૂરજ શી છે ? પણ એટલું તો ખુશી થવા જેવું છે કે બ્રહ્મોસમાજ, આર્યસમાજ, પ્રાર્થનાસમાજ કે દેવ-સમાજના સભાસદો એક ઇશ્વરને તો માને છે અને તેથીજ આ વિષય તેમના આગળ નિવેદન કરવાને તત્પર થઇ શકાય છે. તે સર્વ સમાજના મિત્રો અને તેમાંની કોઇ પણ સમાજમાં નહીં છતાં પણ આસ્તિક રહેલા મિત્રો જ્યારે તે મહાન્ પરમેશ્વરની પ્રાર્થના કરે છે ત્યારે કહે છે કે,—

"હે પરમાત્મન્ ! આ સૃષ્ટિ તેં રચી છે. આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો તું કર્ત્તા છે; મોટામાં મોટા હાથી જેવા પ્રાણીથી તે કીડી જેવા નાનામાં નાનાં પ્રાણીની તું સંભાળ લે છે. સર્વ પ્રાણી માત્રનાં કાર્યોને તું પ્રતિક્ષણે નિહાળે છે. રાજાથી રંક સુધી સર્વ મનુષ્યો તારી કૃપાને ઇચ્છે છે. તું મહા બળવાન અને સર્વ શકિતમાન છે તેથી અમે તારા અપાર મહિમાને જાણી શકતા નથી. અમારાં

---

which they belong by accident of their birth." આવાં વાકયોના અનેકવાર થતા પ્રયોગ એમ બતાવે છે કે જે વાત પોતાના અધિકારમાં નથી તે વાત ઈશ્વરના અધિકારમાં પણ નથી એવો સામાન્ય વિચાર ઉતાવળે દૃઢ થતો જાય છે; પણ તેમ સહુ ઇષ્ટ નથી.

ચર્મચક્ષુઓ તારી સંપૂર્ણ વિભૂતિઓને જોવાને સમર્થ થતાં નથી. હે દયાસાગર! તું ન્યાયાધીશોનો ન્યાયાધીશ અને સદ્‌બુદ્ધિનો આપનાર છે. તારા અદલ ઇનસાફની બલિહારી છે."

૩૩ એ પ્રમાણે પ્રાર્થના કરવાનું કદી અઠવાડીયામાં એકવાર થતું હોય તોપણ જો અંતઃકરણમાં ઇશ્વર તરફ જરા પણ ભક્તિભાવ હોય તો પછી અકસ્માત જન્મ કહેવાનો અવકાશ ક્યાં આગળ રહે છે? જે ઇશ્વરને જગતની ઉત્પત્તિ વિગેરેનો કર્ત્તા કહીએ છીએ, જેને દયાનો સાગર કહીએ છીએ અને જેને ન્યાયાધીશોનો ન્યાયાધીશ કહીએ છીએ તે ઇશ્વરને જો ક્ષણવાર વિસારીએ નહીં તો કયી રીતે જન્મને અકસ્માત માનીએ? જ્યાં સુધી આસ્તિકતા છે અથવા ઇશ્વરને માનવાને મન તત્પર છે ત્યાં સુધી દુઃખ ભોગવવાને કે સુખ ભોગવવાને અકસ્માત જન્મ માનવો એ કેવળ અર્થવગરનું છે.

૩૪ પૃથ્વી ઉપર અતિ વિશાળ રાજ્યને તેની સંપૂર્ણ જાહોજલાલીમાં અને શાંતિમાં ભોગવનાર મહારાણી માતુશ્રી વિક્ટોરીયાનો જન્મ પૃથ્વી ઉપર અકસ્માત હતો એમ કોણ કહી શકશે? તેમના ચારિત્ર્યનો જેમણે બિલકુલ અભ્યાસ કર્યો નથી, જે ઇશ્વરને કોઇ રીતે માનતો નથી અને જે સત્કર્મ દુષ્કર્મનો યોગ્ય રીતે વિવેક કરી શકતો નથી તેવો કોઇ અજાણ્યો કે અજ્ઞાની પુરૂષ તેમ કહે તો તેમાં ઉપાય નથી, પણ તે શિવાયના કોઇ પુરૂષથી અન્યથા બોલી શકાય એમ નથીજ. પૃથ્વીનું રાજ્ય કેવળ જન્મના કારણથીજ મફતમાં મળી જાય એવી તો આશાજ રાખવી નહીં. કોઇ પણ વર્ણમાં અને કોઇ પણ સંજોગોવાળી સ્થિતિમાં જન્મ થવો, એનો નિયંતા તે મહાન પરમેશ્વર છે. સમુદ્રને તળીએ રહેનારા

કાચબાથી માંડીને શેહેનશાહ સુધીના સર્વ પ્રાણીના જન્મનો નિયંતા તે સર્વશકિતમાન છે. અરે, ગમે તે વર્ગના પૈસા ખરચનારને ગમે તે વર્ગમાં અકસ્માત દાખલ થવા દે એવા સામાન્ય નાટકકાર જેવા મનુષ્યો પણ હોતા નથી તો પછી ગમે તેનો ગમે ત્યાં અકસ્માત જન્મ થવા દે–ગમે તેને ઇંદ્રના વૈભવો ભોગવવા દે અને ગમે તેને કચરાપટીમાં નાખે એવી અવ્યવસ્થા ઇશ્વિર જેવો સર્વ શકિતમાન એક ક્ષણ પણ ચાલવા દે એવા કુતર્કોથી અલગ રહેવાની કલ્યાણને ઇચ્છતા મારા સર્વ મિત્રોને પ્રાર્થના છે. ઘણીવાર અસાધારણ બુદ્ધિવૈભવવાળા, વિદ્વાન્ અને ઊંચા ગુણોને ધારણ કરનારા પુરૂષો કોઇ ખુણામાં પડ્યા રહે છે અને સામાન્ય બુદ્ધિવાળા પુરૂષો ઉત્તમતાને પામતા હોય એમ દેખાય છે, એમાં ઇશ્વિર તરફથી કંઇ અન્યાય થાય છે એમ કોઇએ શંકા કરવી નહીં; કેમકે તે સર્વાન્તરયામી પરમેશ્વર જે રચના કરે છે તે કેવળ ઐહિક સાધનસંપત્તિ ઉપરથી કરતો નથી પણ તેની રચના કોઇ અલૌકિક રીતિએ ચાલે છે કે જે રીતિ અત્રે સમજાવવાની ઘણી જરૂર નથી, તેમ તે રીતિ સર્વ રીતે ગમ્ય પણ નથી. મિત્રો ! કહેવાનો સારાંશ એટલોજ છે કે જન્મ અકસ્માત નથી એ વાત ઉપર તમે કદી પણ શંકાની નજરે જોશો નહીં.

૩૫. અકસ્માત જન્મ માનવાને આર્યશાસ્ત્રમાં એક પણ પ્રમાણ મળે એવું નથી; કેમકે પ્રથમ કહ્યું તેમ આસ્તિકતાની સાથે અકસ્માત જન્મનો સંશય નષ્ટ થઈ જાય છે. સત્વ, રજસ અને તમસ એ ત્રણ ગુણ વડે પ્રકૃતિમાં અનેક ભેદ થયેલા છે, અને જેટલાં મનુષ્યો તેટલી પ્રકૃતિઓ માણસ જાતિમાં જોવા જાણવાને બની આવે એવું છે. પણ

એવા અસંખ્ય પ્રકૃતિભેદો ઉત્પન્ન કરનાર મુખ્ય ત્રણ ગુણ હોવાથી મનુષ્યપ્રકૃતિના મુખ્ય ત્રણ પ્રકાર થયેલા છે. જ્યોતિષ શાસ્ત્ર પણ આ ત્રણ પ્રકારોને માને છે અને તેથી શાસ્ત્રમાં દેવ, મનુષ્ય અને રાક્ષસ એવા ત્રણ ગણમાં મનુષ્ય જાતિને વેંહેંચી નાખી છે. વર્ણ વિભાગમાં પણ આવા આંતરભેદો છે પણ તે સર્વ અત્રે બતાવવાની આવશ્યકતા નથી. કેટલાંક મનુષ્યો દેવગણનાં, કેટલાંક મનુષ્યગણનાં અને કેટલાંક રાક્ષસગણનાં હોય છે. બારિકાઇથી જોનારને જણાશે કે જો ખરી રીતે મનુષ્યના ગણનો હિસાબ કાઢવામાં આવે તો ગણ પ્રમાણેજ મનુષ્ય પ્રકૃતિ મુખ્યત્વે હોય છે. શ્રીકૃષ્ણચંદ્ર આ ત્રણ પ્રકારોને બે પ્રકારમાં વેહેંચી નાખી વધારે સ્પષ્ટતા કરે છે. તેઓ દૈવી સંપત્તિ અને આસુરી સંપત્તિ એમ બે વિભાગ પાડી બતાવે છે. તેઓ અર્જુન મિત્રને કહે છે કે **मा शुचः सपदं दैवीमभिजातोसि पांडव** ‘હે અર્જુન તું દિલગીર ન થઇશ, દૈવી સંપત્તિ સાથેજ તું જન્મ્યો છે.’ ઘણા સુજ્ઞ પુરૂષો પોતાની દીકરીને માટે દેવગણનો પતિ મેળવવા ઘણી કાળજી રાખે છે અને વખતે તે માટે વધારે ખર્ચ કરવાને પણ તૈયાર થાય છે. આ વાત નિરર્થક નથીજ. ( જુઓ મી. શંકર મોરો રાનડેનું વિવાહ સંબંધી પુસ્તક. ) કોઇ પણ કાર્ય માટે માણસ પસંદ કરવામાં જો આ રીતનો શ્રદ્ધા અને બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવામાં આવે તો વગર શકે તેમાં ઘણો લાભ છે. વિદ્યાવિનયસંપન્ન પુરૂષ જો આ ગણો મધ્યેથી દેવગણનો હોય અથવા દૈવી સંપતિવાળો હોય તો તે કોઇપણ ભારે જોખમદારીનાં અને ભરોંસાનાં કાર્ય કરવાને પાત્ર નીવડે છે. અનુભવથીજ આ વાતની ખાત્રી થશે. આમ માણસની પ્રકૃતિને અનુસરતા ગણમાં ગણના ઠરાવવામાટે

યોગ્ય વખતે જન્મકાળ નિર્ણય કરવાની જે જગન્નિયંતા સંભાળ લેછે તે કોઇનો જન્મ અકસ્માત ગમે ત્યાં થવા દે, એ વાતને મનમાં ઉતારવાને જરા પણ જગ્યા મળી શકે એમ નથી.

૩૬. હવે શ્રીકૃષ્ણનાં સર્વમાન્ય વચનો જુઓ અને અકસ્માત જન્મની ભ્રાંતિને દૂર કરી નાખો. તે મહાત્મા કહે છે કે—

**यदा सत्वे विवृद्धे तु प्रलयं याति देहभृत् ।**
**तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥**
**रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते ।**
**तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥**

" સત્વ ગુણ વૃદ્ધિ પામ્યો હોય તેવા સમયમાં જો શરીર ધારણ કરનાર મરણ પામે તો તે ઉત્તમ જ્ઞાનવાન અને સુખ ભોગવવાના સ્થાનરૂપ એવા પવિત્ર લોકને પામે છે. રજો ગુણ વધ્યો હોય ત્યારે મૃત્યુ પામીને કર્મોમાં આસક્તિવાળા મનુષ્યોમાં જન્મ થાય છે તથા તમોગુણ વૃદ્ધિ પામ્યો હોય તે વખતે મૃત્યુ પામનાર પશુ વિગેરે મૂઢ જાતિમાં અવતરે છે. "* એટલે સુખ દુઃખની પ્રાપ્તિને અનુકૂળ જન્મ પામવામાં ત્રણ ગુણો કારણ રૂપે થાય છે અને તેનો નિયંતા પરમેશ્વર છે. શ્રીકૃષ્ણ જેવા મહાત્માનાં આ વચન સત્યથી ભરેલાં અને ખરી હકીકત બતાવનારાં છે. જગતને ખોટી રીતે

---

* મનુસ્મૃતિમાં દેહાંતરપ્રાપ્તિ એવા નામનું પ્રકરણ છે. તે વાંચ્યાથી પણ ખાત્રી થશે કે શ્રીકૃષ્ણ કેવળ પોતાનો અભિપ્રાય અત્રે જણાવતા નથી પણ વેદાર્થને લેઇને થયેલી સ્મૃતિઓને અનુમોદન આપવા સાથે જગતને ખરી હકીકત તેઓ જાહેર કરે છે.

આમાની ભ્રાંતિમાં નાંખવાનું તે મહાત્મા કદી પણ વાજબી ધારે એમ નહોતું. જેણે અનુભવ લીધો હોય તેને આ વાત સમજવાને જરૂર સરળ પડે તેવી છે. સુખ મળે છે એવે ઠેકાણે અને દુઃખ મળે છે એવે ઠેકાણે જન્મ થવો એ અકસ્માત નથી, એમ હવે મારા સુજ્ઞ મિત્રોને સમજાશે તો પરમ સંતોષ થશે. સાત્વિક, રાજસ અને તામસ વૃત્તિવાળાની કેવી ઊંચી નીચી ગતિ થાય છે તે વિશે શ્રીકૃષ્ણ કહે છે કે—

**ऊर्ध्वं गच्छन्ति सत्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ।**
**जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसाः ॥**

" જેમની વૃત્તિમાં પ્રધાનપણે સત્વ ગુણ વર્તતો હોય તેઓ ઊંચા લોકને પામે છે; રજો ગુણવાળા મધ્યમ લોકને પામે છે અને તમો ગુણના કાર્યમાં રહેલા તમો ગુણના પ્રમાણમાં નીચા લોકને પામે છે. " આ ઉપરથી જણાશે કે જન્મ થવામાં કોઇ રીતની બેદરકારી ઈશ્વર તરફથી રખાતીજ નથી, વળી શ્રીકૃષ્ણ યોગીશ્વર કહે છે કે—

**यच्चापि सर्व भूतानां बीजं तदहमर्जुन ।**
**न तदस्ति विना यत्स्यात्मयाभूतं चराचरम् ॥**

" સ્થાવર કે જંગમ એવું કંઇ પણ નથી કે જે મારા વિના થઇ શકે; માટે હે અર્જુન ! સર્વ પ્રાણીઓની ઉત્પત્તિનું કારણ હું છું. " આ ઉપરથી પણ એજ વાત નક્કી થાય છે કે જગતમાં કોઇ વસ્તુની કે કોઇ પ્રાણીની ઉત્પત્તિ ઈશ્વરના લક્ષ બહાર નથી કે જે ઈશ્વર મોટામાં મોટો ન્યાયી અને સર્વની કદર જાણનારો છે. મિત્રો ! ઈશ્વરના કાર્યમાં શંકા રાખવાની જગ્યા છેજ નહીં; અને શ્રીકૃષ્ણ જેવા યોગી-

શ્વરના વચનના પ્રમાણુ પછી બીજાં પ્રમાણો રજુ કરવાની પણુ આવશ્યકતા રહેતી નથી. વળી તેમણે કહ્યુંછે કે—

**पिताहमस्य जगतो माता धाता पितामहः**

" આ જગતનો પિતા, માતા, કર્મ ફલનો આપનાર અને પિતામહ હું છું. " આ ઉપરથી સમજાય છે કે ઇશ્વિર જેવા માતા પિતાની દેખરેખવાળા ઘરમાં ગમે તેમ વ્યવસ્થા હોય એમ માનવું ભ્રાંતિથી ભરેલું છે. વળી તે યોગીશ્વર કહે છે કે—

**गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत्**
**प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥**

" સર્વની ગતિ, પોષણુ કર્ત્તા, નિયામક, શુભ અશુભ કર્મોનો જોનારો, નિવાસ સ્થાન, શરણે રાખનાર, મિત્ર એટલે વગર માગ્યે હિત કરનાર, સૃજનાર, સંહાર કરનાર, આધાર, લયનું સ્થાન તથા અવિનાશી કારણુ હું છું. " આ વચનો પણુ જન્મ અકસ્માત નથી એ વાતનેજ પુષ્ટિ આપે છે. વળી એ મહાત્માનાં બીજાં એક બે વચનો જોઇએ:

**जीवनं सर्वभूतेषु**

" સર્વ પ્રાણીઓને વિષે જીવન (આયુષ્ય) હું છું " એ પ્રમાણે જીવન રૂપ થનાર ઇશ્વિર કોઇ રીતે જન્મને અકસ્માત બનાવે એ તો બનવા જેવુંજ નથી.

**बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम्**

" સર્વે સ્થાવર જંગમ પ્રાણીઓનું ઉત્તરોત્તર સઘળા

કાર્યોમાં અનુસ્યૂત જે નાશરહિત બીજ તે હું છું" જે બીજનું નાશરહિત બીજ ઈશ્વર પોતે હોય તે ચીજ ગમે તેવી અયોગ્ય સ્થિતિમાં પડી રહેવા પામે એ પણ માનવા જેવું નથીજ. વળી એજ મહાત્મા સ્પષ્ટપણે કહે છે-

**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव**

"જેમ સૂત્રમાં મણિઓ પરોવાઇને રહે તેમ આ સમગ્ર વિશ્વ મારે વિષે પરોવાઇ રહેલ છે." આ પ્રમાણે ઈશ્વર કોઈ વાતનો અજાણ નથી, એટલે અકસ્માત જન્મ માનવાને કંઇ પણ કારણ માનવા જેવાં નથી. વળી શ્રીકૃષ્ણનાં બીજાં વચનો જુઓ:—

**नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥**
**प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ।**
**शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥**
**अथवा योगिनामेव कुले भवति धीमतां ।**
**एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥**

કોઇ પુરૂષ શ્રદ્ધાસહિત યોગ તરફ પ્રવર્ત્યો, પણ પાછળથી તેનો અભ્યાસ શિથિલ થયો તથા ચિત્ત યોગાભ્યાસથી ચળીને સાંસારિક વિષયો તરફ વળ્યું; અર્થાત્ તેનો વૈરાગ્ય મંદ થઇ ગયો. આમ થવાથી યોગનું ફળ જ્ઞાન તે તો તેને પ્રાપ્ત થયું નહીં, ત્યારે તે શી ગતિને પામે છે ? એવા અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપતાં તે મહાન યોગીશ્વર મહાત્મા કહે છે કે "હે તાત ! કલ્યાણ કરનારો કોઇ પણ માઠી ગતિને પામતો નથી. પુણ્ય કરનારા લોકોને પામવાના લોકને તેઓ પ્રાપ્ત કરીને ત્યાં ઘણાં વર્ષો રહી ત્યાંનું સુખ ભોગવીને પવિત્ર આચરણ-

વાળા ધનાઢયને ઘેર તે યોગભ્રષ્ટ પુરૂષ અવતાર લે છે; અથવા યોગનિષ્ઠ જ્ઞાનીનાજ કુળમાં અવતાર લે છે. આ લોકમાં આવા પ્રકારનો જન્મ તો દુર્લભ છે.” આ સર્વ વચનોમાંથી સ્પષ્ટ અર્થ એજ નીકળે છે કે કોઇનો જન્મ અકસ્માત હોતોજ નથી. જે વાતો માણસના હાથમાં નથી રાખી તે વાતોમાં ઇશ્વર પોતાના નિયમ બરાબર સંભાળે છે અને કરવાની, નહીં કરવાની અથવા બીજા પ્રકારે કરવાની પોતાની શકિતનો યોગ્ય સ્થાને ઉપયોગ કરે છે. આ સઘળી હકીકત અને પ્રમાણોથી એમ નકકી થાય છે કે કોઇ પણ વર્ણમાં, કોઇ પણ ઘરમાં અને કોઇ પણ સંજોગોમાં જન્મ થવો એ અકસ્માત નથીજ. જ્યારે ઇશ્વરેજ યોગ્ય વર્ણમાં જન્મ આપવાનું કામ પોતાના હાથમાં રાખ્યું છે, ત્યારે માણસે શામાટે તે અધિકાર વગરના કામમાં હાથ ઘાલવો જોઇએ તેનો વિચાર કરો. જન્મને અકસ્માત્ માનવાથી કર્મનો સિદ્ધાંત કેવી રીતે ઊંધો વળે છે તે અત્રે જણાવવાનું બધુજ રાખ્યું છે.

## વર્ણવિભાગમાં અંત્યજોની સૃષ્ટિ.

૩૭. પાછળ વર્ણવિભાગવિષે યોગ્ય વિસ્તારથી કહેવામાં આવ્યું છે. એ વર્ણ વ્યવસ્થા સૃષ્ટિના આરંભ કાળથીજ હતી એમ માનવા વિરૂદ્ધ કંઇ આધારો નથી, એમ પણ પાછળ કહેલા વૃત્તાંતનો ફલિતાર્થ નીકળે છે. જેમ હાથ, પગ, મુખ વિગેરે અવયવો વિના કોઇ પણ કાર્ય માટે લાયકાત આવતી નથી તેમ ચારે વર્ણો થઇને એક પ્રજારૂપી પુરૂષનું શરીર છે એમ સ્વીકારવું જ જોઇએ. એમ માનવું એ જ આર્ય પ્રજાનું આવશ્યક ચિન્હ છે. પગનું કામ મુખ પાસે અને

મુખનું હાથ પાસે કરાવવાની વાતો પણ સ્વીકારવા જેવી નથી

૭૮. આગળ કહેવામાં આવ્યું કે પરિચર્યાત્મક કર્મ શૂદ્રોને ઈશ્વર તરફથી સોંપવામાં આવ્યું છે. તેમણે બાકીની વર્ણોના સર્વ પ્રકારનાં કામો કરી સંસિદ્ધિને મેળવવી એ તેમના જીવનનો ઉદ્દેશ ઠરેલો છે. પણ જગતની રચનામાં કેટલાંક કામો એવાં છે કે તે કરવાનું જરા પણ ટાળી શકાય નહીં. કોઇ કારખાનું, મીલ, છાપખાનું કે કોઇપણ ઉદ્યોગની સંસ્થા સાથે એવું થોડુંક કામ જોડાયલું હોય છે કે જેને માટે મનુષ્ય નિર્માણ કર્યા વગર ચલાવી લેવાય નહીં. તે પ્રમાણે આપણા ભારતવર્ષમાં તેવા પ્રકારનાં માણસો નિર્માણ કરવાની આરંભ કાળમાંજ જરૂર જણાઇ અને પેલા અલૌકિક હાથેજ તે વર્ગ નિર્માણ થયો, જે અતિશૂદ્ર અથવા અંત્યજને નામે ઓળખાય છે. મુએલાં જનાવરોને લઇ જવાં, મોરીઓનું પાણી ઉલેચી જવું, અને અનેક પ્રકારની ગલીચીઓને દૂર કરી સર્વ ઠેકાણે સફાઇ રાખવી, એવા પ્રકારનાં અનેક કામો તેમને માટે રાખેલાં છે. તેમને માટે એવાં કામ કરવાનાં હોવાથી અને તેવા કામને અનુસરતુંજ તેમના સ્વભાવનું પાછળ કહ્યા પ્રમાણે તેમની પ્રકૃતિનું મુખ્યત્વે બંધારણ હોવાથી ઢેડ, ખાલપા, અંત્યજ, ચાંડાળ, શ્વપચ અને એવાં બીજાં અનેક નામોથી તે ઓળખાય છે. જૂનામાં જૂના કાળથી તેમનું અસ્તિત્વ હોવાના વખતોવખત પુરાવા મળે છે. રામાવતાર પહેલાં હજારો વર્ષ ઉપર પણ તેમનું અસ્તિત્વ જણાયું છે. હરિશ્ચંદ્રના વખતમાં પણ અંત્યજ જાતિઓ હતી એમ સિદ્ધ છે. તેમને કોઇ પાછળના વખતથીજ નિર્માણ કરવામાં આવ્યાની શંકાને માટે જગ્યાજ નથી. જ્ઞાતાઓને ઘણા વિવેચનથી આ વિશે કહેવાની આવશ્યકતા નથી. શંકરાચાર્યના વખતમાં

પણ અંત્યજ જાતિઓ અસ્પર્શ્ય જ હતી. અંત્યજનું રૂપ લઇને શંકરાચાર્યના જ્ઞાનની પરીક્ષા લેવાને સામે આવતા ઈશ્વર રૂપને શંકરાચાર્યે કહ્યું હતું કે ( **गच्छ दूरमितितं द्विजगाद** ) " દૂર ખસો; " એટલે અંત્યજ જાતિ સ્પર્શ્ય હતી એવો કોઇ કાળજ નહોતો; મુસલમાની રાજ્યમાં પણ અંત્યજ જાતિઓ હિંદુઓને અસ્પર્શ્ય જ હતી અને આજ સુધી તેમજ છે. મુસલમાની રાજ્યમાં એક અંત્યજને વજીરાત આપ્યાનો દાખલો બન્યો હતો અને તેથી આખી પ્રજા નારાજ થઇ હતી. સ્પર્શ્યાસ્પર્શ્યનો વિચાર આટલો જૂનો છતાં તે હજી ઊભો છે. એ જીર્ણ થયો છે, તો તેને પાડી મેદાન કરવું કે તેને દુરસ્ત કરી ઊભો રાખવો એ આપણે જોવાનું છે.

૩૮. આ પ્રમાણે અંત્યજ વર્ણે પોતાના કામનો વિભાગ ઈશ્વર આજ્ઞા પ્રમાણે આજ સુધી સંતોષથી અને શ્રમથી ખરેખર બજાવ્યો છે માટે તેમને ધન્યવાદ છે અને ધન્યવાદ છે ભારતવર્ષની ધર્મબુદ્ધિને કે આ પ્રમાણે સર્વજણે સંતોષથી આજસુધી પોતાનાં કાર્ય બજાવ્યાં છે અને કોઇ દિવસ કોઇએ ફરિયાદ કરી નથી. પણ જે ફેરફાર પાછળથી થવા માંડયો છે તે પાછળ કહ્યું તેવા બળવાન વિરૂદ્ધ સંજોગોને લીધેછે. એ જાતિઓએ પોતે થઇને પોતાને માટે ખેદ કર્યો નથી, પણ હાલ કેટલાક વખતથી તેમને ખેદ કરાવવાના પ્રયત્નો દેશના સર્વ ભાગમાં શરૂ થયા છે. આખા હિંદમાં તેમને અસંતોષી બનાવવાના પ્રયત્નો જોરથી ચાલેછે. આ પ્રમાણે તેમનામાં અસંતોષનું ઉત્પન્ન થવું એજ તેમના અને અમારા દુઃખનું અને ખેદનું કારણ છે. પણ એ પ્રયત્નોવિષે આગળ કહેવાનું બાકી રાખી અંત્યજની સૃષ્ટિના ચાલુ વિષય વિષે કંઇ વધારે હકીકત આપણે જોઇશું. હિંદુસ્તાનમાં તેમની

વસ્તી મોટીછે. અને એવી મોટી વસ્તીના માણસોમાં સદ્ધ-
ર્મને ભૂલાવનાર અસંતોષ ઉત્પન્ન થવા માંડ્યો છે તે હિંદુ-
સ્તાનને ઘણું નુકસાનકારક છે. એમની અસંતોષની સ્થિતિથી
એ લોકો દુઃખી થાયછે અને તેમની સંતોષની સ્થિતિમાં
ચારે વર્ણના લોકો સુખી હતા તે સર્વ પણ અસંતોષી થતા
જાયછે. આ પ્રમાણે અસંતોષની સ્થિતિ કોઇને પણ કોઇ
રીતે સુખાવહ નથી. જે સંસ્થા સરળ ચાલ્યા કરતી હોય તે
સંસ્થાનું નવું બંધારણ સર્વાંગે સંતોષકારક અને સુખ-
કારક નક્કી થાય અથવા સાબીત થાય તે પેહેલાં નવા બંધા-
રણનો અખતરો કરવો અથવા નવા બંધારણને અમલમાંજ
મૂકી દેવું એ સારૂં પરિણામ લાવે નહીં એ પણ નક્કી છે.
અંત્યજોનો ઇતિહાસ તપાસતાં એમ નક્કી જણાય છે કે
તેમણે પોતાની સ્થિતિમાટે કદી ખેદ કર્યો નથી, અને બીજા
લોકોનો દ્વેષ પણ કર્યો નથી; ઉપરાંત તેઓએ તો પોતાનું
કામ ઉત્તમ રીતે બજાવ્યું છે. Duty has been bravely
done " બહાદુરીભરેલી રીતે ફરજો બજાવીછે " એ ઇંગ્રેજી
વાક્યને પૂર્વના દેશમાંથીજ ખરી શોભા મળીછે.

## અંત્યજોએ આપેલી પોતાની હકીકત.

૩૯. મુંબઇમાં સર્વ જાતિના અને જ્ઞાતિના લોકોના રીત
રિવાજોના એકીકરણના કામ માટે સર મંગળદાસ નથુભાઇ
નાઇટ વિગેરે અગ્રગણ્ય પુરૂષો પાસે સન ૧૮૮૨-૮૩ ના
સુમારમાં સર્વ જાતિ જ્ઞાતિના લોકોને પોતાની હકીકત કહેવા
બોલાવવામાં આવ્યા હતા; તે વખતે અંત્યજ જાતિઓના
લોકોએ નીચે પ્રમાણે પોતાની હકીકત કહી હતી; તે ઉપરથી
જોવાને અને જાણવાને બનશે કે તેઓ ખરેખર પોતાનું કામ

અજાયબી ભરેલા સંતોષ સાથે કરતા આવ્યા છે અને પોતાની સ્થિતિ માટે તેઓ ખચિતજ આજ સુધી ખેદ પામ્યા નથી. નીચે તેમના કહેવાનો સારાંશ માત્ર આપ્યો છે.

૪૦. પટણી ખાલપાઓએ કહ્યું કે અમે ચાવંડ માતાના થાપેલા છીએ ને પૂજા અર્ચા કરીએ છીએ, એજ અમારો ધર્મ. આસો સુદ આઠમને દહાડે ચાવંડ માતાનો ઓચ્છવ સૌ સૌને ઘેર કરીએ છીએ. અમારામાં ન્યાત હોય ત્યારે ગરોડો નોતરાં દે છે. ખંભાતી અને ઓરપાડના ખાલપાઓએ પણ ઉપર પ્રમાણેજ પોતાની હકીકત જણાવી હતી. ગરોડાએ કહ્યું હતું કે અમે ગૌત્તમ ઋષિના સ્થાપિત છીએ અને અમારો હક્ક અમારા ઢેડ લોકો ઉપર છે. સુરતી તલબદી અંત્યજોએ પોતાને પરમેશ્વરના સ્થાપેલા જણાવ્યા હતા. અમદાવાદી ઢેડ પોતાને પદ્મનાથ દેવના થાપેલા જણાવે છે. હલાલખોરોએ પોતાની હકીકતમાં જણાવ્યું હતું કે અમે લાલબેગના સ્થાપિત છીએ. તે લાલબેગે અમને ઝાડું અને ટોપલી આપેલી છે તેથી અમે પેદા કરીને ખાઇએ છીએ અને લાલબેગ તથા ઝાહેર પીરને માનીએ છીએ. લાલ બેગના નામ ઉપર દસરાને દહાડે પૈસો પૈસો ઉઘરાવી તેની પૂજા કરીને પ્રસાદ જરા જરા વેહેંચી લઇએ છીએ. બીજા અંત્યજોએ કહ્યું હતું કે અમો કાળકા માતાના સ્થાપેલા છીએ. પટણી ખાલપાઓએ જણાવ્યું હતું કે જેનું પાણી પીવું ન ઘટે તેનું પીએ અથવા ખાય ત્યારે ન્યાતના લોક ન્યાત બહાર મૂકે છે. મા બાપ તેનો સંસર્ગ રાખે તો તેઓ પણ ન્યાત બહાર રહે છે. ખંભાતી ખાલપાઓએ પણ તેજ પ્રમાણે જણાવ્યું હતું. ઓરપાડના ખાલપાઓએ જણાવ્યું હતું કે બિલાડી વિગેરે ચોપગાં જનાવરને મારે તથા અમને

ન ઘટતી ન્યાતવાળાનું પાણી પીએ અથવા ખાય અથવા હૂકો પીએ તો તેને ન્યાત બહાર મૂકીએ છીએ. ગરોડાએ કહ્યું હતું કે જેનું પાણી પીવું અથવા ખાવું ન ઘટે તેનું પાણી પીએ અથવા ખાય તેને ન્યાત બહાર મૂકીએ છીએ, અને મા બાપ વિગેરે જે તેની સંગત રાખે તેને પણ ન્યાતથી બહાર કરીએ છીએ. સુરતી તલબદી અંત્યજોએ પણ ઉપર પ્રમાણેજ પોતાની હકીકત જણાવી હતી અને અમદાવાદી અંત્યજો પણ તેને મળતા થયા હતા. ઓરપાડના અંત્યજોએ જણાવ્યું હતું કે અમારી ન્યાતમાં ન્યાત બહાર મૂકે તેમાં તકસીર એ કે બિલાડી વિગેરે જનાવરને મારે અને ન્યાતને અણઘટતા લોકોનું પાણી પીએ, ખાય કે હૂકો પીએ.

૪૧. ઉપરની હકીકતથી જણાશે કે અસ્પર્શ્ય જાતિના લોકો પોતાની પ્રાપ્ત સ્થિતિમાં હાલ સુધી મગ્ન રહેતા આવ્યા છે. તેમનામાં પણ પોતાની સ્થિતિમાં હલકા ન પડવાની લાગણી છે અને તેઓ સંતોષી છે. તેમનામાં પણ ધર્મ પાળવાનો વિચાર છે અને **नास्ति नष्टे विचारः** જેવી તેમની સ્થિતિ નથી. તેઓ પણ કોઇ પ્રકારના બંધારણને ઇચ્છે છે અથવા કબૂલ રાખે છે. તેઓ પોતાને ઇશ્વરથી સ્થાપિત જાતિ માને છે અને પાપ પુણ્યમાં સમજે છે. ઇંગ્લંડના અમીર કરતાં મુક્તિ પામવાને તેની લાયકાત વધારે છે એમ મને છાતી ઠોકીને કહેવા દો, અને **स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः** એ એકવાર ઉપર કહેવાઇ ગયેલા શ્રીકૃષ્ણ યોગીશ્વરના વચન ઉપર તમારૂં ધ્યાન પુનઃ મને ખેંચવા દો. તેઓ ઝાડુ અને ટોપલીને સુથારના વીંઝણા અને વાંસલાની પેઠે પોતાના ધંધાનાં ઓજાર ગણે છે અને સ્વચ્છતા કરવાના પોતાના ધંધાને તેઓ સ્વચ્છ માનીને ચાલતા હોય એમ

જણાય છે. અલબત તેમની સંખ્યા હિંદુસ્તાનમાં મોટી છે અને તેમાં અસંતોષનો પ્રવેશ અનેક આપત્તિઓનું મૂળ છે.

## અંત્યજોની વસ્તીનું પ્રમાણ.

૪૨. અંત્યજોની વસ્તી હિંદુસ્તાનમાં કેટલી છે તે માટે વસ્તી પત્રક જોતાં દેશની એકંદર વસ્તીનો છઠો ભાગ અંત્યજોનો છે એમ જણાય છે. મોટાં શેહેરો કરતાં નાનાં ગામોમાં તેમની સંખ્યા વધારે હોય છે, તેથી તે વસ્તી મોટાં શેહેરોમાં ઓછી જણાય છે. વસ્તીની સંખ્યાની વધઘટ ચાલતી આવી છે તે પ્રમાણે સઘળું ફેરફારને પાત્ર તો છેજ. ઇંગ્લંડમાં વસ્તીનો $\frac{1}{10}$ ભાગ અંત્યજોનો છે, એટલે દસ અંગ્રેજોમાં એક અંત્યજ આવે છે અને હિંદુસ્તાનમાં સાત હિંદુમાં એક અંત્યજ આવે છે. શ્રીમંતાઇમાં ચઢેલા ઇંગલંડની વસ્તીમાં અંત્યજો ઓછા જણાય અને દારિદ્રમાં ડુબતી હિંદની પ્રજામાં અંત્યજોની ગણત્રી વધારે થઇ આવે એ પણ બનવા જેવું છે. વણાટનું કામ કરનારા અંત્યજોને બાદ કરીએ અને ઇંગ્લંડના તથા અત્રેના બીજા અંત્યજોનો મેળ ખાસ ખંતથી મેળવીએ તો મારૂં માનવું છે કે અંત્યજોના પ્રમાણમાં બંને દેશ વચ્ચે જણાતો ફરક વધારે મોટો રહેવા નહીં પામે. અંત્યજોની વસ્તી દરેક દેશમાં તેની કુલ વસ્તીના પાંચમા ભાગ સુધી રહે એવું કંઇ પ્રમાણ જણાય છે અને હિંદુસ્તાનમાં જ્યારે ત્રીસ કરોડ વસ્તી હોય ત્યારે છ કરોડ અંત્યજની વસ્તી હોય એ પ્રમાણ કુદરતી જણાય છે. અંત્યજોની વસ્તી હિંદમાં વધારે છે એમ માનીએ તો પણ તે વધઘટને પાત્ર હોવાથી હમેશ ફરક પડતો રહેશે. આપણી વર્ણવ્યવસ્થા

શિથિલ પડતી જતી હોવાથી આપણી ઘણીએક જમીન પણ એ લોકો ખેડે છે.

૪૩. વસ્તીનો વધારો એ તો સુખી હાલત બતાવે છે. જો એમની વસ્તીમાં વધારો જણાય તો એવા અનુમાન ઉપર સહજ અવાશે કે તેઓ સાધારણ રીતે સુખી હાલત ભોગવે છે. આ સુખ તે પેટીમાં પૈસા ખખડવાનું કે કોઈ માનવાળી સંસ્થાના સભાસદ થવાનું નહીં પણ શાસ્ત્ર જેને સુખ કહે છે તે સુખ એ લોકોને ખરેખર મળતું હોવું જોઈએ. મિત્રો ! અત્રે સુખની વ્યાખ્યા કરવાની નથી તે હું જાણું છું અને તેથી તે વાત અત્રે લંબાવતો નથી. વર્ણ-વ્યવસ્થાની સજજડ મૂળીયાંવાળી ને અલૌકિક હાથે થયેલી રચનાજ એવી છે કે સઘળાઓ સુખ ભોગવે. આર્ય મહાપુ-ઓના ઉદ્દગારો એવા છે કે–

सर्वे भवन्तु सुखिन: सर्वे सन्तु निरामया: ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद्दुखभाग् भवेत् ॥

" સર્વે સુખી થજો, સર્વ નિરોગી થજો, સર્વ જણ સારા અવસર પામજો અને કોઈ દુઃખ ભોગવશો નહીં." આ પવિત્ર આર્ય હૃદયના ઉદ્દગારો છે અને એવા ઉદ્દગાર જે હૃદયમાંની નીકળે છે તેવા હૃદયવાળાઓ આર્ય વર્ણ ધર્મોના સંરક્ષણને માટે પણ પોકાર કરે છે, એ વાત તમે લક્ષ બહાર જવા દેશો નહીં. આધ્યાસિક, આહંકારિક, વૈષયિક અને સાંકલ્પિક, એવા ચાર પ્રકાર સુખના છે અને તે ચારે પ્રકા-રનાં સુખ અમારા અંત્યજોને ભોગવવાની છુટ છે. કોઈને વિના કારણ અડકી પડવામાં કે ગવર્નર સાહેબની કૌન્સીલના સભાસદ થવામાંજ અંત્યજ ભાઈઓએ સુખ માન્યું જ નથી,

તે કંઇ તેમની ભૂલ નથી. અરે ઉંચી ગણાતી વર્ણોના પચાસ લાખ પુરૂષોમાંથી પચાસ જણા પણ ધારાસભાના સભાસદ નીમાયાનું આજ સુધી જાણવામાં આવ્યું નથી. માટે આવી સંસ્થાઓથી તેઓ દૂર છે તેથીજ તેમને માટે ખેદ પામવામાં વિશેષ અર્થ જેવું નથી. તેમનું મન દુઃખ ન પામે એજ ખાસ સંભાળ લેવાનો વિષય છે. તેમને સુખી કરવા એજ આપણો ઉદ્દેશ છે. તેમનાં મન આજ સુધી દુઃખી નહોતાં તેમાં દુઃખ ઉત્પન્ન કરવાનું કામ કેટલાક વખતથી મીશનરીઓએ અને એંગ્લોઇન્ડીયનોએ અનેક પ્રકારની વાક્જાળ રચીને આરંભ્યું છે. આ પ્રયોગ થતો અટકાવવાની ઘણીજ જરૂર છે. અનેક પવિત્ર આર્યોના મનને એ વાક્જાળથી દુઃખી કરવામાં આવે છે અને દૂષિત કરવામાં આવે છે. અંત્યજ ભાઇઓ ઉપર આ એક સંકટજ છે, કેમકે તેમને, તમે નીચા છો, દુઃખી છો, અસ્પર્શ્ય છો, દબાઇ ગયેલા છો અને કંગાલ પ્રાણી છો, એવી સમજુત કરી ભ્રાંતિમાં મૂકવામાં આવે છે; અને એવી રીતે તેમને દુઃખી બનાવી, ગાળો દેઇ, ઘોડે ચઢાવી અને લાલચો બતાવી દેશમાં કલહ રખાવવાની પેરવી સ્વાર્થનાં મૂળીયાંવાળી યોજનાઓવડે ચાલુ કરવામાં આવી છે. હિંદુસ્તાનની આમાં ભારે ખરાબી છે. પ્રથમ આ વિષે કહ્યું છે, અત્રે કહેવામાં આવ્યું છે અને હવે એકવાર આ દુઃખદાયક સ્થિતિ વિષે આગળ કહેવામાં આવશે, કેમ કે આ એક અગત્યની વાત છે અને તેથી તેને ત્રણ હપ્તે તાજી રાખવાની આવશ્યકતા છે. વર્ણસંસ્થાનું ખરૂં ચિત્ર જેમના મનમાં ઉતરેલું નથી અથવા જેમણે તે વાતમાં થોડું મન ઘાલ્યું છે અને જેઓ કોઇપણ વાતને ઉપર ઉપરનાં બે ચાર આધારવાળાં વાક્યો સાંભળીને ગ્રહણ

કરી લે છે, તે મિત્રોને મારી સવિનય પ્રાર્થના છે કે આ વિષે અને એકંદર વિષયનો ઘણો અને પુખ્ત વિચાર કર્યા વિના કાંઇ પણ ઉતાવળું પગલું ભરવું નહીં.

૪૪. અંત્યજોની વસ્તીનો વધારો તેમને સુખી હોવાનું કેટલેક અંશે સાબીત કરે છે. તેઓ કચરા પટીનાં ગાડાં હાંકતાં મસ્ત રીતે અરજોણીયાના રાગ મોટેથી લલકારતા જાય છે અને આનંદમાં રહે છે. વધારો વસ્તીમાં જણાયો તો સુખમાં કેમ કહેવામાં આવતો નથી? હિંદુસ્તાનની વસ્તીની ગણત્રીમાં જ્યારે વસ્તીમાં વધારો થયેલો માલમ પડે છે ત્યારે વિલાયત સુધી બૂમ કરવામાં આવે છે કે હિંદુસ્તાનના લોકોની હાલત વધારે સુખી થતી ચાલુ રહી છે અને હાલ જણાતો વસ્તીનો વધારો તે તેમની સુખી હાલતને આભારી છે. લંડન ટાઇમ્સથી માંડીને દુનિયાની પેલીપાર રહેલા મી. રૂઝવેલ્ટના કાનના પદડા સાથે એ પોકારના પડઘાને અથડાવવામાં આવે છે; પણ જ્યારે અંત્યજોની વસ્તી વધે છે ત્યારે ચૂપકીદી પકડવામાં આવી બીજી વખતે બૂમ પાડી દયામણે મોઢે કહેવામાં આવે છે કે અંત્યજો ઘણા દુઃખી, ઘણીજ ખરાબ હાલતમાં, ઘણીજ ખરાબ રીતે દબાઇ ગયેલા અને ઘણાજ કમનસીબ પામર જીવડાઓ છે. આ પણ એક અજાયબી છે. કેવળ કીર્તિને અર્થે પરોપકાર કરવા નીકળનારા પણ ઊંચી કોટિનો પરોપકાર કરી શકતા હોય એવું ક્વચિતજ બને છે.

## અંત્યજોના ધંધા અને ધંધાના ગુણો.

૪૫. વર્ણવ્યવસ્થામાં અંત્યજ ભાઇઓને જે કામ સોંપવામાં આવેલું છે તે એવા પ્રકારનું છે કે જેની વિગત સંપૂર્ણ

અત્રે આપવાની આવશ્યકતા નથી. તેમના અનેક પ્રકારના ધંધાઓથી કોણ અજાણ્યું છે ? જે બાબતો જોવી કઠિન પડતી હોય તે બાબતો સાંભળવી હમેશ સેહેલી પડતી નથી. એવા ધંધાના અંગનાં જૂદાં જૂદાં કામોમાં અને કામના વિચારોમાં રાત દિવસ તેમને રોકાયલા રહેવાનું હોવાથી તેમની પ્રકૃતિ એવા પ્રકારની બંધાતી ગઇ છે કે તેઓજ તે ધંધાના અંગનાં વિષ જીરવી શકે. આ પ્રકૃતિનું બંધારણ અર્વાચીન નહીં પણ પ્રાચીનમાં પ્રાચીન સમયથી બંધાઇ આવેલું છે. વંશપરંપરા એવડી મોટી અને લાંબી છે કે તેમનું શારીરિક બંધારણ કેવી સ્થિતિનું હોય તેનો વિચાર તમેજ કરી લો. અફીણ ખાનારને જેમ અફીણ એ ઝેર નથી તેમ તેમની હાલતમાં થયું છે. તેઓ જે કામો કરેછે તે કામો કરવાને તે કામોના અપરિચિત એકાદ માણસને તે સોંપવામાં આવે તો ખરેખર તે પેહેલે દિવસે નહીં તો બીજે દિવસે તો જરૂર મંદવાડ લઇ પડે. મુએલાં જનાવરોના શરીરની અનેક પ્રકારની વ્યવસ્થા કરવી એ કામ અને એવાંજ બીજાં કામો એટલાં બધાં વિષથી ભરેલાં છે કે તે કામોને તેઓ બંધાયલી પ્રકૃતિવાળાઓજ કરી શકે; જેણે તે કામ કર્યું નથી તે કામ ગમે તેટલી લાલચમાટે પણ કરવાની તે હિંમત કરી શકે એ ઘણું સંભવિત નથી. તેમને અપાયલા શ્વપચ નામ ઉપરથી પણ એમ જણાય છે કે નામ પ્રમાણે કામ પણ તેમને હાથે કોઇ કાળે થયાં હશે. શેરીઓમાં અને પોળોમાં મરનારાં કૂતરાં કે બિલાડાંને ગામ બહાર ખેંચી જવામાં રાત પડ્યાની બીકથી હરકત લાગે તો તેઓ પોતાના ઘર આગળ લઇ જાય અને આખી રાત ઘર પાસે રાખી મૂકી બીજે દિવસે સવારે ગામ

બહાર લઇ જાય. આવાં અનેક કારણોને લીધે ગામના છેવાડાના ભાગમાં તેમની વસ્તી ઘણું કરીને હોય છે. કેટલાક અંત્યજો સુતર કાંતવાના અને કાપડ વણવાના ધંધા કરે છે. આ વણકર અંત્યજો વળી બીજા અંત્યજો જોડે સર્વ વ્યવહાર છુટથી રાખતા નથી. તેઓ કોરૂ કાપડ વેચે છે અને સર્વ વર્ણના હિંદુઓ તે ખરીદ કરેછે; તોપણ તેઓ અંત્યજ જાતિના હોવાથી અસ્પર્શ્ય રહેલા છે. સર્વ પ્રકારના અંત્યજો ધંધાને અંગેજ નિર્વાહનું સાધન મેળવે છે; અને હાલ કેટલાંક વર્ષથી તો તેમણે ખેતી પણ કરવા માંડી છે. વળી તેઓ શરીરે સશક્ત જાતિ હોવાથી મજુરીનાં ઘણાંએક કામ માથે ઉઠાવી હાલના વખતમાં કેટલાકોએ પૈસા પણ મેળવ્યા છે અને મેળવતા જાય છે. પણ જે અંત્યજો વસ્તીના ભાગમાં રોજ સંબંધમાં આવે છે તેઓનો મુખ્ય આધાર તો વસ્તીની દેણગી ઉપર રહ્યો છે અને લોકો તેમને વાર તેહેવારે અથવા દરરોજ જે કંઇ આપતા આવ્યા છે તે ઉપર તે લોકો નિર્વાહ ચલાવે છે. વસ્તીમાં થતાં જમણવારોમાં તેઓને જમણ વિગેરે મળવાનો પરંપરાનો હક્ક પણ છે અને તે પ્રમાણે તેમને આપવામાં પણ આવે છે. વળી હાલમાં સુધરાઇ જેવાં મંડળો સ્થપાયાથી તેઓમાંના કેટલાએક એ બંધારણવાળી સંસ્થાના નોકરો થઇને પગાર પણ મેળવે છે. કેટલાક અંત્યજો ઢોરના ક્રયવિક્રયના વ્યાપારમાં વખતો વખત ભાગ લે છે. આ પ્રમાણે મેહેનત કરીને તેઓ પોતાનું જીવન સુખથી ગાળે છે; પણ અફસોસ કરવા જેવી વાત એટલી છે કે લોકસમૂહમાં મધ્યકાળથી વ્યાપેલા અજ્ઞાને અંત્યજો તરફ થનારી દેણગીઓને ઘણી રીતે હલકી કરી નાખી છે અને લોકોના વધેલા દારિદ્રે પણ તેમ થવામાં

ઉમેરણ કર્યું છે. લોકોનું અજ્ઞાન ઓછું થાય અને ઊંચા ધાર્મિક વિચારો લોકોના મનમાં ઉદ્‌ભવતા રહે તો અંત્યજોની હાલત વધારે સુખી થવા પામે એમાં સંશય નથી.

## બ્રાહ્મણોની અંત્યજો માટે સ્વાત્મભોગ બુદ્ધિ.

૪૬. જો કે અંત્યજો અસ્પર્શ્ય છે તોપણ મધ્યકાળ સુધી તેમના તરફ લોકોની મમતા હાલના કરતાં ઘણી વધારે હતી. ઊંચી ગણાતી વર્ણના હિંદુને તેના ગામનો અંત્યજ મળતો ત્યારે તેઓ પરસ્પરની ઘણી મમતાનો પુરાવો આપતા. પણ હાલના અવ્યવસ્થિત થયેલા મામલામાં એ મમતા ઘણી ઘટી ગઈ છે અને તે ફેરવાયલા સંજોગોને લીધેજ છે એમ જણાય છે. બ્રાહ્મણોને સર્વ વર્ણના લોકોના સુખનો વિચાર કરવાનું વિશેષ રીત સોંપાયલું છે એ વાત પ્રાચીન કાળના બ્રાહ્મણો સારી રીતે જાણતા હતા; તેથી પ્રાચીન કાળથીજ અંત્યજોનાં ધર્મકાર્યો કરાવવાને કેટલાક હજાર બ્રાહ્મણોએ તેમની ઊંચી ગણાતી બ્રાહ્મણ જેવી વર્ણને છોડીને અંત્યજો સાથે અસ્પર્શ્ય જાતિમાં સામીલ થવાનું જરૂરનું ધાર્યું હતું. ધર્મને અને ધર્મ કાર્યોને પેહેલી અગત્ય આપનારા સુજ્ઞ બ્રાહ્મણોએ તેમ કર્યું પણ હતું. ઘણાએક ગૌતમના વખતમાં આ બનાવ બન્યાનું કહે છે પણ આ બનાવ એથી પણ પ્રાચીન છે એમ જણાય છે. તેઓ અંત્યજ લોકોને સર્વ પ્રકારની ધાર્મિક ક્રિયાઓ કરાવે છે અને અંત્યજોના બ્રાહ્મણ તરીકે હાલમાં ઓળખાય છે. ધર્મને ખાતર તેઓ બ્રાહ્મણ મટીને ગરોડા થયા છે અને અંત્યજોના બ્રાહ્મણ થઇ રહ્યા છે. તેઓ અસ્પર્શ્યજ છે અને અંત્યજ જાતિના લોકો તરફથી થનારી નજીવી આવક ઉપર પોતાનો નિર્વાહ ચલાવે છે. પ્રાચીન કાળ-

થીજ તેઓમાં ઉપનયનાદિ સંસ્કાર થતા આવ્યા છે. જૂના વખતમાં તો તેઓ જ્યોતિષશાસ્ત્રનો અને પુરાણોનો સારો અભ્યાસ કરતા અને તેનો અંત્યજોને લાભ આપતા. હાલ તેઓમાં વિદ્યા ઓછી થઇ છે તેમ છતાં પણ તેઓ વખત પ્રમાણે અને શક્તિ તથા આવડત પ્રમાણે પોતાની ફરજો બજાવે છે. તેઓ અંત્યજોની ન્યાતમાં નોતરાં દેવા જાય છે અને ઠરેલા લાગા અને હક્ક મેળવે છે. તેઓ અંત્યજોને બળેવ ઉપર રક્ષા બાંધે છે અને ધર્મ કાર્ય કરાવે છે. તેઓ પંચાંગ વિગેરે લઇને બીજી ઉંચી ગણાતી વર્ણોમાં કોઇવાર દેણગીની આશાએ નીકળી પડતા જોવામાં આવે છે. મિત્રો ! ક્ષણવાર વિચાર કરો કે અંત્યજોને કયું સુખ ન મળે એવી અમારા પ્રાચીન બ્રાહ્મણોની પાપભરેલી દાનત હતી ? હા, એટલું તો ખરૂં કે અમે તેમને અસ્પર્શ્ય ગણ્યા છે અને તેમ-ને પાણી ભરવા માટે અમે કૂવા પણ જૂદા નિર્માણ કરાવી આપ્યા છે. તેમને અસ્પર્શ્ય ઠરાવવામાં અમારી અપરાધની બુદ્ધિ નથી પણ ધર્મ શાસ્ત્રોએ બહુ બહુ વિચારથી અમને જે આજ્ઞાઓ આપી છે તેને પાળવામાં અમે સર્વનું હિત સમજ-તા આવ્યા છીએ.

## અંત્યજો અસ્પર્શ્ય કેમ ?

૪૭. અંત્યજોનો ઇતિહાસ અને હકીકત ઉપર પ્રમાણે કહ્યા પછી તેઓ અસ્પર્શ્ય કેમ છે તે અત્રે બતાવવું યોગ્ય થશે. તેઓ ધર્મના કારણે અસ્પર્શ્ય છે, શાસ્ત્રનાં વચનો પ્રમાણે અસ્પર્શ્ય છે અને પરંપરાગત પદ્ધતિએ પણ અસ્પર્શ્ય છે. ધર્મનાં બે મુખ્ય અંગ તે આચાર અને વિચાર છે. **आचारो प्रथमो धर्मः** આચાર એ તો પહેલો ધર્મ છે. ધર્મની ઇચ્છાવાળાએ

વિચારધર્મ સિદ્ધ કરતા પહેલાં આચારધર્મ પરિપૂર્ણ પાળવો જોઇએ. આચાર ધર્મ ઉપર પૂર્ણ શ્રદ્ધાથી ધ્યાન નહીં આપનાર વિચાર ધર્મમાં સંપૂર્ણ નિર્મલતાને પામી શકતો નથી. આચાર અને વિચાર એ બંને ઉપર ભારતવર્ષમાં જેટલું ધ્યાન અપાયું છે તેટલું ધ્યાન પાશ્ચિમાત્ય દેશોમાં અપાયું નથી, તેથીજ હિંદુસ્તાનના લોકો ધર્મની બાબતમાં સર્વના કરતાં ઘણા આગળ ગયેલા છે. આ વાત વાદ કરવા જેવી છેજ નહીં. આચારને ધર્મના એક અગત્યના અને પેહેલા અંગની જગ્યા જે દેશમાં અપાઇ છે તે દેશમાં સ્પર્શ્યાસ્પર્શ્યનો વિચાર વિશેષ રીતે ઉંડો ગયો હોય એમાં અઘટિત કે નહીં બનવા જેવું કાંઇ બન્યુંજ નથી.

## હેતુ જણાવ્યા વગર હુકમ કરવાની શાસ્ત્રની પદ્ધતિ.

૪૮. આર્યશાસ્ત્રમાં મુખ્યત્વે આજ્ઞાવાચક વચનો આવે છે, અને વેદ, સ્મૃતિઓ તથા પુરાણો સુધી એજ પદ્ધતિ ગ્રહણ કરવામાં આવેલી છે. બ્રાહ્મણોએ દરરોજ સંધ્યા કરવી તથા યોગ્ય વખતે યોગ્ય સંસ્કારો કરવા; ક્ષત્રિઓએ આમ કરવું અને શૂદ્રોએ આ રસ્તે જવું એવી આજ્ઞાઓજ તેમાં આપવામાં આવેલી છે; અને તે પ્રમાણે ન પાળવામાં આવે તો પાપ બતાવ્યું છે પણ પાળવામાં આવે તો વિશેષ રીતે પુણ્ય બતાવ્યું નથી. શામાટે આ બધી આજ્ઞાઓ પાળવી જોઇએ તેનાં કારણો પણ સ્પષ્ટ કરીને બતાવ્યાં નથી. આમ કરવામાં તેમનો કંઇ હેતુ છે. અને તે હેતુ સ્પષ્ટ નહીં કરવામાંજ સર્વનું હિત સમાયલું તેમણે માન્યું છે તે બરોબર છે. આ રીતને અનુસરીનેજ તેમણે સ્મૃતિ વિગેરે ગ્રંથોમાં આજ્ઞા

કરી છે કે અંત્યજ જાતિ અસ્પર્શ્ય છે માટે તેમનો સ્પર્શ કરવો નહીં અને સ્પર્શ થાય તો દોષનું નિવારણ આ રીતે કરવું. વિશેષ રીતે તેનાં કારણો બતાવ્યાં નથી. કોઇ કોઇ ઠેકાણે ટીકાકારોએ સહેજ કારણ બતાવ્યું હોય તે ઉપરજ સંતોષ લેવો પડે છે. પણ અત્રે તો વાદનો આ મુખ્ય વિષય હોવાથી પ્રાચીન અને આધુનિક અભિપ્રાયોને આધારે જે કંઇ સૂક્ષ્મ બાબતો છે અને જે ન કહેવી એમાંજ હિત આજ સુધી મનાયું છે તે સંબંધી બે અક્ષર કહેવાની આપત્કાળના ધર્મ પ્રમાણે જરૂર વિચારી છે અને જે કંઇ થોડું અત્રે કહેવામાં આવે છે તેને યોગ્ય પ્રમાણમાં કહેવામાં આવ્યું છે એમ મારા સુજ્ઞ મિત્રો સ્વીકારશે તો તેમાં તેમનીજ પ્રૌઢતા છે.

## આ પ્રશ્નસાટે અનુકૂળ સંજોગો છે. કાળ અનુકૂળ નથી.

૪૯. જરા આશ્ચર્યજનક એટલુંજ છે કે હાલ જ્યારે હિંદુસ્તાનમાં દરવર્ષે લાખો માણસો ચેપીરોગ કે ઉડતા રોગોના ભોગ થઇ ટપોટપ જીવડાંઓની પેઠે મરી જાય છે, જ્યારે જંતુ વિદ્યાએ અનેક શારીરિક વિકારોને સ્પષ્ટ કર્યા છે, શાસ્ત્રીય રીતે શીખેલા હજારો વૈદ્યો અને દાક્તરોથી જ્યારે હિંદુસ્તાન વધારે વ્યાપ્ત થયું છે, રોગ, વૈદ્ય અને દવા એજ જ્યારે ભારત વર્ષના મોટા ભાગમાં કર્ણગોચર વિષય થઇ રહ્યો છે અને ક્વારનટાઇન, સિગ્રેગેશન જેવા શબ્દ જ્યારે હા અને નાની પેઠે ઠેકાણે ઠેકાણે ઉચ્ચારાઇ રહ્યા છે, ત્યારેજ આ અંત્યજોના સ્પર્શનો વિષય મિશનરીઓએ અને હિંદી અંગ્રેજોએ અમારા મગજમાં ભરવા માંડયો છે. એક રોગ ગ્રસ્ત

માણુસને અપથ્યનો ઉપદેશ કરવા જેવી આ ભયંકર ક્રૂરતા છે. પણ કુલીનતા, વિશેષ રીતનું પાંડિત્ય અને દર્શનીયપણું જોનારાઓ જાણે જાદુની અસરમાં હોય એમ ભ્રાંતિમાંજ તેમના તરફની સર્વ વાતોમાં હાજી ભણ્યા કરે છે. ફોજદારી ન્યાયાધીશીમાં અનેક અપકૃત્યોમાટે ગુન્હેગાર ઠરી ચૂકેલા મામલતદારના હાથમાં કોઇ વિશેષ કારણથી મામલત પાછી સોંપાતી જોઇ જેમ અજાણ્યાને આશ્ચર્ય લાગે તેમ જો આ સંબંધમાં કોઇને લાગે તો તેમાં તેનો વાંક તો નથી. જ્યારે હિંદુસ્તાનમાં લોકો લાંબાં આયુષ્ય ધરાવતા હતા, ચાળીસ કે પચાસ ગાઉ જેટલું ચાલી નાખતા હતા અને વિશેષ રીતની શારીરિક સંપતિઓ ધરાવતા હતા ત્યારે આ વિષયનું મૂળ પણ ઉત્પન્ન થયું નહોતું. પણ હાલ ભારતવર્ષને અધોગતિએ લઇ ચાલેલી પેલી રાક્ષસી અધર્મ બુદ્ધિ, કનોજ અને દીલ્લીના રાજાઓના રાજ્યમાં ઉત્પન્ન થયેલી, અનુકૂલ સંજોગોથી વધેલા બલના વેગવાળી થઇને જોરમાં પગલાં ભરે છે અને મરણપથારીએ પડેલો મોતની પાંખોને બેશુદ્ધિમાં જોઇ શકતો નથી તેમ અમને કયાં અને કયા ખાડામાં નાખવાને ઘસડવામાં આવે છે તે અમે સારી રીતે જોઇ શકતા નથી.

## સિદ્ધાંતોનું મિથ્યાત્વ સાબીત થાય નહીં ત્યાં સુધી તે ગ્રાહ્ય છે.

૫૦. પ્રાચીન એટલુંજ પૂજ્ય અને અર્વાચીન એટલું અપૂજ્ય કે તિરસ્કાર યોગ્ય એવું અમે માનતા નથી; પણ પ્રાચીન કરતાં અર્વાચીન વિષયો જ્યાં સુધી વધારે હિતકારક છે એમ સાબીત થતા નથી ત્યાં સુધી પ્રાચીન વિષયોનો અને વિદ્યાનો અમે તિરસ્કાર કરી શકતા નથી. પ્રાચીનમાંથીજ

અર્વાચીનનો જન્મ છે. કરીયાતાને ઓળખતા હતા માટેજ કવીનાઇનને ઓળખી શકયા છીએ. શંકરાચાર્ય કે કૃષ્ણ જેવા મસ્તકવાળો કોઇ પુરૂષ જ્યાં સુધી અમારી સામે આવી અમને શંકર કે કૃષ્ણના વિચારો અને સિદ્ધાંતોનું મિથ્યાત્વ સાબીત કરી આપે નહીં ત્યાં સુધી વચમાં થનારી જલ્પનાઓ અમારા હૃદયમાં અવકાશ કેમ મેળવી શકશે? ધર્મને માટેજ પોતાનાં જીવન અર્પણ કરનાર કરતાં સ્વાર્થપરાયણ જીવનવાળાઓના વિચારો કેવી રીતે વધારે ગ્રાહ્ય થઇ શકશે? પ્રાચીન ઋષિઓ કે જેમને માટે શ્રીકૃષ્ણે **सर्वभूतहिते रताः** અને **क्षीणकल्मषाः** એવાં વિશેષણ વાકયો કહ્યાં છે તે મિથ્યા નહોતાં. તેમનું દીર્ઘદર્શીપણું અસાધારણ હતું. સર્વના સુખને માટેજ ધર્મનું બંધારણ રચાયલું તેમણે સર્વાંશે સ્વીકાર્યું હતું અને તેઓ પુરૂષાર્થથી ગમે તેવી મૂશ્કેલીઓને નિવારતા રહી ચૂસ્તપણે ધર્મપરાયણ જીવન ગાળતા અને બીજાઓને ધર્મપરાયણ બનાવતા હતા. એમાં એમનો પોતાનોજ સ્વાર્થ નહોતો. તેઓ આખી માનવજાતિને એકજ કુટુંબ ગણતા. માણસ જાતનું ભલું કરવામાં તેમની સાચી ધર્મબુદ્ધિ રાત દિવસ રોકાયલી રહેતી. તેમનાં અંતઃકરણ વિદ્યાથી અને ધર્મથી અતિ વિકાસ પામેલાં હતાં. બારિકમાં બારિક વિગતોનું તારતમ્ય તેઓ એક હુશિઆર ન્યાયાધીશની પેઠે અથવા એક ચપળ જવ્હેરીની પેઠે તત્કાળ કરી શકતા અને નહીં થયેલાં એવાં ભવિષ્યના પેટામાં રહેલાં પરિણામ તેઓ જાણે પડદો ઊઘાડી જોતા હોય એમ જોઇ શકતા હતા. શૂદ્રોને સેવા સંબંધે ઉપદેશ તેઓજ આપતા આવ્યા હતા. વૈશ્યોને વાણિજ્ય કે કૃષિમાં આવતી ગુંચવણો તેઓજ ઉકેલી આપતા હતા; ક્ષત્રિઓને શસ્ત્રકળા તેઓજ શીખવતા અને બ્રાહ્મણનું ખરૂં સ્વરૂપ બ્રાહ્મણોને

તેઓજ બતાવતા હતા. સર્વ જણ પોતાનાં કાર્ય ઉત્તમ રીતે કરી સુખી થાય એજ તેમની મહદિચ્છા હતી. દાખલા તરીકે તેઓ બીજાઓને તેમને કરવાનાં કામ કરી બતાવતા અથવા આપત્કાળે બીજાઓની મદદમાં જતા. આટલા બધા પારમાર્થિક અને વ્યાવહારિક જ્ઞાનવાળા તેઓ તો પાછળ કહ્યું છે તેમ ભિક્ષા કે ભેટથીજ પોતાનો નિર્વાહ સંતોષથી ચલાવતા. બ્રાહ્મણોને રાજ્ય કરવામાટે અને વેપારની મહાલક્ષ્મી માટે જેમ અધિકાર નહોતો તેમ અંત્યજોને રાજ્યશાસનની સંસ્થામાં બેસવાનો અધિકાર નહોતો. સૌ સૌને ઠેકાણેજ ઠીક હતા. સ્થાપિત વર્ણ વ્યવસ્થાને માન આપીને સર્વ ચાલતા અને સુખ ભોગવવાનો સર્વનો અધિકાર સરખો છે એમ તેઓ સમજતા. લોકના સુખને અર્થેજ અનેક પ્રકારનાં શાસ્ત્ર તેમણે રચ્યાં છે અને તે શાસ્ત્રો તેમની અગાધ બુદ્ધિના નમુના જેવાં છે. મહર્ષિઓજ નહીં પણ મહાત્મા કૃષ્ણ યોગીશ્વરનો મુખ્ય ઉદ્દેશ પણ લોકસમૂહને પોતપોતાના વર્ણ ધર્મમાં અભિરત રાખવાનો છે. અને તેથી તેઓ પોતાના વચનોમાં કહે છે કે પોતાના વર્ણ ધર્મ બજાવતાં મરણ આવે તોપણ તે કલ્યાણકારી છે અને ઊર્ધ્વગતિને આપનાર છે પણ બીજી વર્ણના ધર્મ સ્વીકારવા એ તો ભયંકર દુર્દશાનેજ આણશે. જો એક બાજુએ તેમની અગાધ બુદ્ધિને આપણે વખાણીએ તો બીજી બાજુએ તેમણે બુદ્ધિપૂર્વક માન્ય કરેલા અને ઠરાવેલા સનાતન નિયમો વખોડતા પેહેલાં આપણે અનેક વખત વિચાર કરવાને બંધાયલા છીએ. હરિશ્ચંદ્ર, રઘુ, રામ, નળ, યુધિષ્ઠિર કૃષ્ણ, શંકરાચાર્ય અને છેવટે વલ્લભાચાર્ય સુધીના સમર્થ મહાત્માઓએ જે વાતો માન્ય રાખી તે વાતો સામે આપણે પ્રયત્ન ચાલુ કરતા પહેલાં આપણે આપણી ધર્મ સંબંધી

યોગ્યતા, ધર્મપુસ્તકોનું અધ્યયન, ધર્મ વિચારમાં રોકેલે સમય અને સિદ્ધ પુરૂષો તથા ધાર્મિક પુરૂષોના સમાગમમાં રોકેલો વખત એ વિગેરે બાબતો ઉપર નજર ફેરવી જઇએ અને અનેક વખત વિચાર કરી જઇએ તો તેમાં આપણે આપણું ખરેખર ઘણું જ હિત કરીએ છીએ એમ સમજવું. મારા ન્યાયી મિત્રોને અન્યાયનું નહીં લાગે. અહીં આગળ તો નિર્ણય કરવાનો મુદ્દો અથવા પ્રશ્ન એટલો જ નીકળે છે કે, એ મહાત્માઓએ જે નિયમોને શિક્ષણ, પાલન અને શાસનથી માન આપ્યું છે તે નિયમોને આપણે અનુમોદન આપવું યોગ્ય છે કે નહીં? દેશકાળનો વિચાર આવા નિર્ણયમાં અવશ્ય કરવો પણ તે નિર્ણય કરવામાં દેશકાળનો વિચાર યોગ્ય રીતે થાય છે કે કેમ તે જોવાની પણ સંભાળ રાખવી. લાભ, હાનિ અથવા ઉન્નતિ અથવા અવનતિનો તેમાં વિચાર કરવો. કોઇ પણ બાજુએ મનને ઢળી જવા ન દેતાં બંને બાજુઓનું એક ત્રાહિત તરીકે તારતમ્ય કરવું. વર્ણ ધર્મોના પાલનમાં પડતી હરકતોનો પણ વિચાર કરવો. એ હરકતોના નિવારણમાં પુરૂષાર્થનો ઉપયોગ કરવાનો છે તે પણ જોવું અને ધર્મનું પાલન આ લોકમાં અભ્યુદય તથા પશ્ચાત્ જન્મ મરણના બંધનમાંથી મુક્ત કરનાર છે અથવા ઈશ્વરત્વ આપે છે તેનો પણ વિચાર કરવો. પાશ્ચિમાત્ય રીત રિવાજ અને ધર્મની શિથિળતાના અભ્યાસમાં દઢ થયેલા ગૃહસ્થો તરફથી અને સ્વાર્થપરાયણ મિશનરીઓ તરફથી ફેલાવવામાં આવતાં વિચારોના વમળને ક્ષણવાર ખસેડી નાખવાં. આપણા મનને એ પ્રમાણે સંપૂર્ણ નિર્મળતા આપીને પછી આ બાબતમાં નિર્ણય ઉપર આવવું એજ પરમ કલ્યાણનો પવિત્ર માર્ગ છે,

## સ્પર્શ્યાસ્પર્શ્ય વિચારરહસ્ય.

૫૧. અંત્યજો અસ્પર્શ્ય થવાનાં કારણો એટલાં બધાં સ્પષ્ટ અને સુવિદિત છે કે તે વિષે ઘણું કહેવાની જરૂર પડશે નહીં. ઇંગ્લન્ડનું લાનસેટ જેઓ વાંચતા આવ્યા છે અને જેઓએ સ્પર્શજન્ય રોગોનો અભ્યાસ કર્યો છે તેમને તો શંકા રહેવાનું કારણજ નથી. વૈદ્ય કલ્પતરૂના પાછલા અંકોમાં સ્પર્શજન્ય વ્યાધિઓ વિષે વિશેષ રીતે કે સામાન્ય રીતે વિવેચન આવી ગયાની હકીકત જાણવામાં આવેલી છે અને જંતુ વિદ્યાના થતા જતા વધારાએ ઘણાઓની આંખ ઊઘાડી છે. સ્થૂળ જંતુઓ કરતાં સૂક્ષ્મ જંતુઓની વૃદ્ધિ કેટલી ઝડપથી થાય છે તેના આશ્ચર્યકારક આંકડાઓ ઘણી તરફથી રજુ થાય છે. તાંબાના પૈસા જેવાં ચલણનાં નાંણાં રોગના જંતુઓનો ફેલાવો કરવામાં સહાયભૂત થાય છે એમ પણ જ્યારે ઘણી તરફથી કહેવામાં આવી ગયું છે, ત્યારે મિત્રો ! વિચાર કરો કે તાંબાના પૈસા કરતાં પણ વધારે મલિનતા પામવાને પાત્ર એવાં રૂધિરમાંસમજ્જાદિનાં બનેલાં સ્થૂળ મનુષ્યશરીરો શું કરી નાંખતાં હશે ? હજામના અસ્રા દરેક જૂદા જૂદા ક્ષૌર વખતે સ્વચ્છ કરવામાં ન આવે તો નુકસાનકારક કહેવાય છે. આરોગ્ય વિદ્યાના વધારા અને ફેલાવા માટે ઝડપથી પ્રયત્નો ચલાવવાની જોરદાર સૂચનાઓ અનેક તરફથી કરવામાં આવે છે અને વાસી માંસ અને દૂધના ડબ્બાઓના વેપાર ઉપર અંકુશ મૂકવાની ભલામણો થાય છે. આવી અનેક બાબતો વારંવાર કહેવામાં આવે છે, તે વિષે અનેક વાર વાદ વિવાદ થાય છે અને વૈદ્ય દાકતરોનાં સત્તાવાર, અર્ધ સત્તાવાર કે બીન સત્તાવાર મંડળોમાં ચર્ચાય છે. એ ઉપરથી

એમજ જણાય છે કે કેટલીક સૃષ્ટિને ધર્મથી અને નિયમથી અસ્પર્શ્ય ન ઠરાવી હોય તો આપણી સ્થિતિ હાલના જેટલી પણ સલામત ન હોય.

## શાસ્ત્રને પ્રમાણ માની ચાલવાની જરૂર.

પર. અંગ્રેજી વૈદ્ય વિદ્યાને આધારેજ જુઓ તો જણાશે કે માણસનું શરીર સૂક્ષ્મ પરમાણુઓનું બનેલું છે અને તે પરમાણુઓ વખતો વખત અને નિરંતર બદલાયા કરે છે અને જૂનાંને ઠેકાણે નવાં આવે છે. અર્થાત્ જે શરીર થોડા વર્ષ પર હતું તે શરીર ઘણે ભાગે આજે ન હોઇ નવું શરીર આવેલું હોય છે. આ ફેરફાર અંત્યજોને અને બીજાઓને બધાને લાગુ છે અને તેમાંથી કોઇ પણ મુક્ત નથી. આ નિરંતર ચાલતી ક્રિયા એટલી બધી બારિકાઇથી ચાલે છે કે તે નજરે આવતી નથી, તોપણ તે માન્ય કરવી પડે છે. વાઢ કાપના કામ વખતે આ પરમાણુઓ દરદીના શરીરમાંથી મોટા જથામાં જૂદાં પડે છે અને તે બીજાં શરીરો તરફ ખેંચાય છે, તેથી વાઢ કાપની જગ્યા બનતા સુધી ઇલાયદી રાખવાનું ઘણાઓ ડહાપણભરેલું માને છે. વળી વાઢકાપના કરનાર ચતુર વૈદ્યો તે કામ કરી રહીને પોતાના હાથ કેવળ પાણીથી સાફ થતા ઉઘાડી આંખે જોઇ શકે છે તેમ છતાં પણ સાબુ વિગેરે ચીજોથી તેને વધારે સાફ કરવાની સંભાળ લે છે. કેમ કે પોતાનાં શરીરનાં નીકળી જતાં પરમાણુઓને ઠેકાણે જે નવાં પરમાણુંઓ ખેંચાઇ આવે છે તે વધારે પવિત્ર અને વધારે નિરામય હોય તો સારૂં એમ તેઓ સમજે છે. પરમાણુઓની આપ લે જગતમાં આમ નિરંતર ચાલ્યાં કરે છે અને તેમાં સાવચેત રહેવાની ઘણીજ આવશ્યકતા છે.

જો કે કુદરતી બંધારણ તે મહાન પરમેશ્વરે એવું રચ્યું છે કે માણસનું મનજ ખોટાં પરમાણુઓના જથા આગળથી ખસી જવાને હમેશ તત્પર રહે છે; તેમ છતાં પણ કેટલીક બારિક બાબતો કે જે સહજ સમજવામાં આવી શકતી નથી તેવી બાબતોમાં તો વૈદ્યકશાસ્ત્રની કે ધર્મશાસ્ત્રની આજ્ઞાઓ શિર-સાવંદ્ય કરીનેજ ચાલવામાં ફાયદો છે. અહીં આરોગ્યતામાટે ધર્મશાસ્ત્ર રચાયાં છે એવી પણ ટુંકી નજર થવા દેશો નહીં. ધર્મશાસ્ત્રો આરોગ્યતા આપતાં ભલે હોય પણ તેનું લક્ષ આરોગ્યતા આપવાનું નથી પણ ઈશ્વરત્વ આપવાનું છે; માટે માણસે હમેશ ધર્મશાસ્ત્રનું વચન માનવું જોઇએ; કેમકે ઘણી બાબતો જે નજરે આવતી નથી તે ધર્મશાસ્ત્ર દ્વારાએજ પાળવાનું બની આવે છે. શ્રીકૃષ્ણ ધર્મશાસ્ત્ર પાળવાને ભાર મૂકીને કહે છે કે—

**तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।**
**ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥**

" એટલામાટે આ કામ કરવું અને આ ન કરવું એવી વ્યવસ્થા કરવામાં તારે શાસ્ત્ર એટલે શ્રુત્તિ, સ્મૃતિ તથા પુરાણ પ્રમાણરૂપે લેવું અને શાસ્ત્રમાં કહેલી રીત પ્રમાણે કર્મ કરવાને તું યોગ્ય છે. "

## સ્મૃતિવચનના રહસ્યનું દૃષ્ટાંત.

૫૩. જમવા બેસતા પહેલાં હાથ અને પગ ધોઇ લેવાની મનુ મહારાજે મનુસ્મૃતિમાં આજ્ઞા કરી છે અને તેનું ફલ આયુષ્યની વૃદ્ધિ બતાવ્યું છે, તે મનુસ્મૃતિનાં પાના ભરવાને

માટે નહીં, પણ લોકના કલ્યાણને માટે પરમ કરૂણાથી કહેલાં તે વચનો છે. હાથ અને પગ એ શરીરના એવા ચંચલ અવયવો છે કે હાથ ગમે તે ઠેકાણે પડે છે અને ગમે તે કામ કરે છે અને પગ ગમે તેવી જગ્યાએ સહજ પડવાનો સંભવ હોય છે. વળી પગમાં મૂએલા ઢોરના ચામડાનાં પગરખાં પહેરવામાં આવે છે તે પણ જંતુઓનું આકર્ષણ કરે છે. હાથ ઘડીમાં જૂનાં ચીથરાંમાં ફરી વળે છે અને ઘડીમાં જૂનાં દફતરો ઉથામે છે. ઘડીમાં નાક ઠીક કરે છે અને ઘડીમાં કાન સુધારે છે. ક્ષણમાં તાકામાં હાથ પડે છે અને ક્ષણમાં વીંછી પકડી નાખવા જાય છે. આવા પ્રકારના ચંચળ હાથ પગને જમતા પહેલાં એટલે શરીરના પોષણનું આવશ્યક કામ કરતા પેહલાં મનુ મહારાજ આયુષ્યની વૃદ્ધિઅર્થે ધોવાની આજ્ઞા કરે છે. એ વાત કેટલી બધી ધ્યાનમાં ઉતારવા જેવી છે ! સ્મૃતિની સર્વ આજ્ઞાઓ આમ હિતથી ભરેલી છે, માટે શ્રીકૃષ્ણના વચનને અનુસરી શાસ્ત્ર પ્રમાણે ચાલવામાં ચૂક કરવી નહીં. આ પ્રાર્થના મારા મિત્રોને હું અંતઃકરણપૂર્વક કરૂં છું અને તેમ કરવાની મારી ફરજ સમજું છું. ધર્મશાસ્ત્રને માન આપવામાંજ સર્વ અર્થોની સિદ્ધિ છે.

## શાસ્ત્રની આજ્ઞાઓ વિચારપૂર્વક થયેલી છે.

૫૪. સ્પર્શજન્ય રોગો અને દરદો વિષે ઘણું લખાયું છે અને તેમાંનું છુટક છુટક તો ઘણાઓના વાંચવામાં આવ્યું હશે. એ વાત તો સર્વને સુવિદિત છે કે સ્મશાન ભૂમિમાં જઇ ઘેર આવતા પેહેલાંજ કોઇ પણ તિર્થ કે તળાવમાં સ્નાન કરી લેવાની આજ્ઞા આપણા ધર્મશાસ્ત્રમાં કરી છે. અનેક પ્રકારનાં દરદો અને રોગોથી પીડિત થયેલાં શરીર મરણ

પછી જે જગ્યાએ અગ્નિસંસ્કાર પામે છે તે જગ્યાઓ હજારો રોગનાં બીજવાળાં પરમાણુઓ અને જંતુઓથી વ્યાપ્ત થએલી હોય છે. ત્યાંનું વાતાવરણજ રોગોનાં પરમાણુઓ અને જંતુઓથી ભરેલું હોય છે. એવાં સ્થળોમાં ગયા પછી બોહોળા પાણીમાં સ્નાન કરવાની આજ્ઞામાં કયા હિતનો વિચાર કરવામાં નથી આવ્યો ? સ્મશાન ભૂમિમાંથી પરભાર્યા ઘેર જઇ જરૂરનાં કામ વચમાં પરવારી પછી અનુકૂળતા પ્રમાણે નાહાવાની છુટ મેલવામાં આવી નથી. એવી છુટ મૂકવાથી લોકોને જરા પણ અનુકૂળતા મળત એ વાત જેટલો ક્ષુલ્લક વિચાર કરવામાં ધર્મશાસ્ત્રના રચનારાઓની બુદ્ધિ જાડી થઇ ગઇ નહોતી, પણ સ્મશાન ભૂમિના વાતાવરણમાંનાં નવાં રોગીષ્ટ પરમાણુઓ અને જંતુઓ શરીરને લાગી દૃઢ થાય તે પેહેલાંજ બોહોળા પાણીમાં સ્નાન કરી લેવાની તેમને લોકસમૂહના સુખને અર્થે ઘણીજ જરૂર જણાયાથી તેમણે તે પ્રમાણે બીજાં હજારો કામને પડતાં મૂકીને નાહાવાની આજ્ઞા આપી છે અને તે આજ્ઞાને ધર્મની સાથે જોડી છે. ધર્મની સાથે એવી આજ્ઞાઓને જોડવામાં પણ શાસ્ત્રકારોએ લોકને છેતર્યા નથીજ. આ લોકને અને પરલોકને બંનેને તેમણે સુધારવાની ઇચ્છા રાખી છે અને તેથીજ તેમણે ધર્મથી ઓતપ્રોત થયેલા આર્ય જીવનમાંજ કૃતાર્થતા માની છે. જે ખરૂં સુખ છે, ખરેખર જે સુખને સુખ શબ્દ શોભે છે તે સુખ સર્વને મળે અને સઘળા નિરોગી રહે એવા સૂત્ર ઉપર આર્યધર્મશાસ્ત્રોની રચના થયેલી છે. આર્યોનું જીવન તે કેવળ ધાર્મિક જીવન છે અને આર્ય પ્રજા ધાર્મિક સંપત્તિ આગળ બીજી આર્થિક વિગેરે સંપત્તિઓને ઉતરતી ગણે છે; કેમકે ઘણીવાર એવું બનતું જોવામાં આવે છે કે વિપુલ

આર્થિક સંપત્તિ છતાં પણ ધાર્મિક સંપત્તિના અભાવે અનેક પ્રકારનાં દુઃખો ભોગવવાં પડે છે અને તેનું પરિણામ વખતે પ્રાણહાનિ સુધી આવી પહોંચે છે. પાંદડાંની પર્ણકુટીમાં રહેનારથી માંડીને જગન્મોહન કે વિંડસરના મહેલમાં રહેનાર સુધીનાને આ નિયમ લાગુ પડે છે. સોનાના પર્વતો જેટલી સંપત્તિઓ એવા દુઃખ આગળ સુખ આપતી નથી પણ દુઃખમાં વધારો કરે છે. મિત્રો ! ધર્મની સંપત્તિ આગળ આ જગતની બીજી સર્વ સંપત્તિઓ તેજ વગરની છે. ગૃહસ્થ મિત્રો ! ટપોટપ પૈસા મેળવી આપનારા એક કારખાના કરતાં ગાણસાઇ અને ધર્મનું સાચું શિક્ષણ આપનારી એક શાળા હજારો આશિર્વાદને લાયક છે. એક લાકડાના કટોરામાં નિર્મળ જળ સુખથી અને સંતોષથી પીવાનું મળે તે અમૃત તુલ્ય છે અને કલેશવાળી સ્થિતિમાં સોનાની કટોરીમાં દૂધ પીવાનું મળે તે વિષસમાન છે. પૃથ્વીને સ્વર્ગ બનાવવું હોય તો તે ધર્મથી બની શકશે.

## નહીં જણાતાં પરિણામો શાસ્ત્રે જાણેલાં છે.

૫૫. જ્યાં ધર્મ નથી ત્યાં કલેશ ગમે ત્યાંથી આવીને ઊભો રહે છે. કલેશમાં પીધેલું અમૃત વિષ થઇ જાય છે. અરે કોઇ વાર તો તે કલેશમાં પીધેલું દૂધ પ્રત્યક્ષ વિષનીજ ગરજ સારે છે. કલેશથી અને દુઃખથી આક્રંદ કરતી માતાનું પયપાન કરીને ઘણાં બાળકો માંદાં પડી જાય છે અને મરણ પણ પામે છે. કુમળા શરીરો ઉપર પરિણામ સહજ માલમ પડી આવે છે અને મોટાં દૃઢ શરીરો ઉપર પરિણામ સ્પષ્ટ જણાઇ આવતાં નથી, તેથી એમ ન જાણવું કે પરિણામ મતુંજ નથી. સૃષ્ટિનો નિયમ તો વ્યર્થ થતોજ નથી. માત્ર તેનું

પરિણામ સમજવામાં મૂશ્કેલી હોય છે. આવાં નહીં જણાતાં પરિણામો માટેજ શાસ્ત્રનાં વચનો પ્રમાણ માનીને ચાલ્યા શિવાય છુટકોજ નથી. જેટલું ન પાળીએ તેટલું નુકસાન આપણેજ સોસવું પડે.

## ધર્મ અને અર્થ બંને સાધો.

૫૬. આર્થિક ઉન્નતિની સાથેજ જો ધાર્મિક ઉન્નતિ કરવામાં ન આવે તો બીજી ઉન્નતિ વગર પહેલી ઉન્નતિ સુખનો નિર્દોષ અને ખરો અનુભવ આવવા દે નહીં, માટે મારા સર્વ મિત્રોને મારી પ્રાર્થના છે કે આર્થિક ઉન્નતિના પ્રયત્નો ન છોડતાં તેમાં અપાય છે તેટલુંજ ધ્યાન ધાર્મિક ઉન્નતિ કરવામાં આપશો તો તે ઘણુંજ શ્રેયસ્કર અને આવશ્યક કર્ત્તવ્ય છે.

## મહાત્મા મનુનું એક મહાન વાક્ય.

## પ્રજાના જીવનનો આધાર.

## ધર્મ એજ કર્ત્તવ્ય.

૫૭. National Literature and Art નામના લેખમાં રેવરંડ સી. એફ. એન્ડ્રુઝ લખે છે કે—

" Great material prosperity may be built upon commercial and material lines and for a time, the national structure may appear lofty and imposing, but all the while the soul of a people may be dying. The inner history of every race

is to be found in its *spiritual* rather than in its material products, literature and art, when great and noble are essentially spiritual things."

"વ્યાપારના અને આર્થિક માર્ગોથી મોટી આર્થિક સંપત્તિ ઊભી કરી શકાય અને કેટલાક વખત સુધી પ્રજાકીય ઇમારત પ્રૌઢ અને રોનકદાર દેખાય, પણ તેજ વખતે પ્રજાનો આત્મા મરણ પામતો હોય છે. દરેક પ્રજાનો આંતર ઇતિહાસ તો તેની આર્થિક પેદાશ, કેળવણી અને હુન્નર કળા કરતાં તેની ધાર્મિક પ્રાપ્તિમાંથી વધારે મળી આવે છે. કારણ કે મહાન અને ઉમદા ચીજો તે ખરેખર ધાર્મિકજ છે." મારા બહુશ્રુત મિત્રો આવા બીજા અનેક ખરી વસ્તુસ્થિતિના બતાવનારા લેખોથી માહિતગાર હશેજ. હાડપિંજર જેવા અને થાકેલા મજુરો પાસે કારખાનામાં કલાકોના કલાકો સુધી ગજા ઉપરાંત કામ કરાવી પૈસા મેળવી અમીરીમાં ફરવું, આગેવાનોમાં ખપવાને હજાર પ્રકારના પ્રપંચો રચવા, તે-માટે સીધા સ્વભાવના પ્રામાણિક માણસોનાં ગળાં રહેંસવાં અને બીજી બાજુએ ધર્મ સંસ્થા કે દેશના અભ્યુદયના કામ-માં કેવળ સ્વાર્થપરાયણતાને લીધે સામીલ થવું, અર્થાત્ બીજાનું ગમે તે થાય તેની પરવા તજી દઇને પોતાના સ્વાર્થ-માંજ સર્વ જીવન કાર્યોનો સમાવેશ કરવો એ અધોગતિએ જવાનોજ માર્ગ છે. રેવરન્ડ એન્ડ્રુઝ કહે છે તેમ આત્મા એમજ મરવા પડે છે; અને તેટલામાટેજ જે નિયમો સર્વ-ના સુખને માટે અને સર્વના નિરોગીપણાનેમાટે પાળવા આવશ્યક છે તે નિયમો આર્યભૂમિમાં ધર્મ રૂપેજ ઘડાયા છે. એ ઇશ્વરત્વનો માર્ગ છે તેથી એ નિયમ વિરૂદ્ધ ચાલવામાં

ખચિતજ પાપ લાગે છે; કેમકે પવિત્ર આર્યહૃદયરૂપી નિર્મળ પટ ઉપર ' મેં આજ્ઞા તોડી છે ' એટલું જ્ઞાન પણ ડાઘો પાડે છે અને તે ડાઘો તે પાપ છે. સજ્જડ પડેલા ડાઘ મટતા નથી તેમ કેટલાંક પાપો કોઇ ઉપાયથી નિવારી શકાતાં નથી અને ઉગ્ર પાપો તો તત્કાળ નુકસાન કરવાનું શરૂ કરે છે. આમ છે તેથી પવિત્રતાને માટે સ્વાર્થે અને પરમાર્થે સમજીનેજ આચાર વિચાર રૂપે પાળવાના ધર્મની તમામ આજ્ઞાઓ પાળવીજ જોઇએ. જો પાળવામાં ન આવે તો આપણને ઘણું નુકસાન છે; એટલુંજ નહીં પણ આપણો નાશ પણ તેમાંજ છે; અને તેટલા માટેજ પરમ દયાળુ સ્મૃતિકાર મનુ મહારાજ કહે છે કે–

**धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।**
**तस्माद्धर्मो न हन्तव्यो मानो धर्मो हतोवधीत् ॥**

"જો ધર્મને હણ્યો તો તે હણવાવાળાનેજ હણી નાખે છે અને જો તેનું રક્ષણ કર્યું તો તે રક્ષણ કરનારનું રક્ષણ કરે છે. તેટલા માટે ધર્મને કોઇએ હણવો નહીં; કેમ કે હણાતો ધર્મ મને હણી નાખશે એમ જાણી ધર્મનું રક્ષણ કરવું." મિત્રો ! મનુનાં આ વચનો ખરીજ વાત કહે છે એમ ખાતરીથી માનજો. તેમના પવિત્ર હૃદય કમળના અતિશ્લાઘ્ય પ્રદેશમાંથી આ વચનોની ઉત્પત્તિ છે; માટે આચાર વિચારના સ્થાપિત નિયમો સનાતન ધર્મનાં મુખ્ય અંગ છે, તેમનો અનાદર કરીશું તો આપણે એક દુઃખી પ્રજા થઇ પડીશું એમાં કદી પણ સંશય રાખશો નહીં. જો ધાર્મિક ઉન્નતિની સાથે આર્થિક ઉન્નતિ આપણે કરીશું તો જગતના સર્વ દેશો કરતાં

આપણે આગળ જઇશું. જો તેમ નહીં કરીએ અને કેવળ આર્થિક વિષયો તરફ લક્ષ આપીશું તો ચાર દહાડાના ચાંદરણાની પેઠે આર્થિક ઉન્નતિ આપણને થોડો વખત હસાવી પછી દુ:ખી હાલતમાં મૂકીને ચાલી જશે. કદી પાંચ પચાસ કે સો વર્ષ આર્થિક ઉન્નતિથી તમે પદાર્થોનું સુખ ભોગવ્યું તો તેમાં શું થઇ ગયું ? પાછળના અનવધિ કાળમાટે ફિકર રાખીનેજ આપણે આપણાં પગલાં ભરવાનાં છે અને તેજ ખરૂં કર્ત્તવ્ય છે. ધર્મ વગર સુખની આશા રાખવી ફોકટ છે. ધર્મ વગરનું સુખ એ ખરૂં સુખ નથી. કહ્યું છે કે:—

**सुखार्थाः सर्वभूतानां मताः सर्वाः प्रवृत्तयः ।**
**सुखं च न विना धर्मात्तस्माद्धर्मपरो भवेत् ॥**

" સર્વ પ્રાણી માત્રની સર્વ પ્રવૃત્તિઓ સુખને અર્થે થાય છે, પણ સુખ તો ધર્મ વગર મળતું નથી, તેટલામાટે ધર્મતત્પર થવું " આવાં અનેક સ્પષ્ટ વચનો આપણી સામે આયનાની પેઠે ધરાયલાં છે. આપણે તેમાં જોતાં અને આપણી ભૂલો સુધારતાં જવાનું છે. ધર્મના આચારવિચારને પાળવામાં પ્રમાદ કરવો યોગ્ય નથી; કેમકે—

**अनित्यानि शरीराणि**
**विभवो नैव शाश्वतः ।**
**नित्यं संनिहितो मृत्युः**
**कर्त्तव्यो धर्मसंग्रहः ॥**

" શરીર હમેશ ફેરફાર પામનારૂં છે, આર્થિક સંપત્તિઓ હમેશ રેહેનારી નથી, મૃત્યુ દરરોજ પાસે આવતું જાય છે,

માટે ધર્મ સંગ્રહ કરવો જોઇએ. " **ધર્મં ચર** એ આપણને થયેલી સૌથી પહેલી આજ્ઞા છે. કોઇ પણ મિત્રને આપવા જેવી સર્વ શિખામણોમાં એજ પ્રથમ શિખામણ છે. સ્પર્શ્યા-સ્પર્શ્ય વિચાર આપણને ધર્મને અંગેજ વળગેલો છે અને ધર્મ પાળવાની ઘણીજ આવશ્યકતા હોવાથી ધર્મપાલનમાટે અત્રે વચમાં બે શબ્દો કહેવા પડ્યા છે.

૫૮. આપણા સર્વ નિયમો, રીતિઓ અને બંધારણ સનાતન છે. તે ધર્મ શિવાય બીજી દૃષ્ટિએ જોવાનાજ નથી. અંત્યજો અસ્પર્શ્ય છે તે ધર્મમાં થયેલી આજ્ઞા પ્રમાણે છે. એ વહિવટ કે રૂઢિ નથી અથવા દુર્ગુણ કે દુરાગ્રહ નથી. ખોટા વહિવટ કે રૂઢિઓમાં સુધારો કરી શકાય કે બદલી શકાય, પણ ધર્મની બાબતમાં સુધારો કરવાનો આપણને અધિકારજ નથી.

## સંગતિના ગુણ દોષનો વિચાર.

૫૯. અંત્યજો તેમના મલિન કાર્યવિભાગને લીધે હમેશ બદલાતાં શરીરનાં પરમાણુઓને ઠેકાણે જે નવા મેળવે છે તે એવા પ્રકારનાં હોય છે કે તે પરમાણુઓને તેઓજ જીરવી શકે. મલિન પરમાણુઓ તેમને હમેશ મેળવવાં પડે છે જે તેમનાં શરીરમાં સજ્જડ થયેલાં હોય છે. આમ વંશપરંપરાગત મલિનતાના નિવારણનો માર્ગ પણ નથી. કુદરતી રીતે જે જૂનાં પરમાણુઓ તેઓ કાઢી નાખે છે તે જો તેમને અલગ અને અસ્પર્શ્ય ન રાખીએ તો તે આપણે નવાં લેવાનાં પરમાણુઓને ઠેકાણે આવી જાય અને તેથી આપણી શરીરસંપત્તિમાં એવો વિકાર થાય કે જે આપણે એકદમ ન જાણીએ, પણ તેનું પરિણામ થયા

વગર રહેતું નથી. બોલતી વખતે શ્વાસોશ્વાસની સાથેજ બીજાં પરમાણુઓ બહાર પડે છે અને તે પ્રમાણે તેની છેક નજીકમાં અથવા એક આસને બેશીને વાત કરવામાં આવે તો મલિન પરમાણુઓની ઘણી બારીક રીતે આપ લે થઇ જાય અને તેનું પરિણામ ઘણું ખોટું આવ્યા વગર રહે જ નહીં. થીઓસોફીના ગ્રંથોમાં આ બાબતમાં ઘણું લખાયલું છે અને આ પરમાણુઓની આપ લે નો નિરંતર બનતો બનાવ હવે આપણને અજાણ્યો રહ્યો નથી તેથી તે વિષે વધારે લખ્યું નથી. **हीयते हि मतिस्तात हीनैः सह समागमात्** " બુદ્ધિથી રહિત જનોનો સમાગમ બુદ્ધિને ભ્રષ્ટ કરે છે. " તેથી ઉલટું **क्षुद्रोपि तनुते तात तेजस्तेजस्विसंगतः** " તેજસ્વીના સમાગમથી ક્ષુદ્ર પણ તેજને પામે છે. " જેમ કાચ અથવા દર્પણને સૂર્યનો સંપર્ક થવાથી તેમાં જેમ દહન કરવાની શકિત આવે છે તેમ સમાગમનાં પરિણામ હમેશ થતાં રહેછે. એક જિજ્ઞાસુએ કહ્યું છે કે—

**अनपेक्षं मुनिं शान्तं निर्वैरं समदर्शिनं**
**अनुव्रजाम्यहं नित्यं पूयेयेत्यंघ्रिरेणुभिः ॥**

" અનપેક્ષ, શાંત, નિર્વૈર અને સમદર્શી મુનિને શરણે હું જાઉં છું અને તેમના ચરણની રેણુથી પવિત્ર થાઉં એવી ઇચ્છા રાખું છું. " વળી કહ્યું છે કે **प्रायेणाधममध्यमोत्तमगुणः संसर्गतो जायते,** " અધમ, મધ્યમ અને ઉત્તમ ગુણ મુખ્યત્વે સંસર્ગથી ઉત્પન્ન થાય છે. " **सुसंगमात्रेण दहन्ति पापम्** આ વિગેરે વાક્યોનો એ સાર નિકળે છે કે શારીરિક નિકટપણું સ્વીકારતાં હમેશ સંભાળ રાખવાની છે.

શાસ્ત્રકારોએ ધર્મને બાધકારક ઝીણી વાતો સર્વને સમજાવવા બેસવા કરતાં આજ્ઞાઓ આપવીજ યોગ્ય ધારી છે. આ આજ્ઞાઓમાંજ સર્વ વિચારનો સમાવેશ થયેલો છે અને તે પ્રમાણેજ અંત્યજો અસ્પર્શ્ય રહ્યા છે- **संसर्ग एव महतां महते फलाय** " મહજજનનો સંસર્ગ મોટા ફળને વાસ્તે હોય છે. " વળી કહ્યું છે કે **असतां संगदोषेण साधवो यान्ति विक्रियाम्** " ધર્મ નહીં પાળનારા લોકોના સંગના દોષથી સાધુ પુરૂષો પણ વિક્રિયાને પામે છે. " **न स्थातव्यं न गंतव्यं क्षणमप्यधमैः सह** " એક ક્ષણવાર પણ અધમ જનો પાસે ઊભા રહેવું નહીં અને પાસે પણ જવું નહીં. " **अणुरप्यसतां संगः सद्गुणं हन्ति विस्तृतम्** " એક અણુ માત્ર પણ અસત્ પુરૂષનો સંગ વિસ્તાર પામેલા સદ્ગુણને હણી નાખે છે. " **दुर्वृत्तसंगतिरनर्थपरंपराया हेतुः सतां भवति किं वचनीयमत्र** " સારા માણસને વ્યસન વિગેરે દુરાચરણવાળાની સંગતિ અનર્થ પરંપરાની હેતુ છે, એમાં શું કહેવા જેવું છે. " આવાં હજારો વચનો આપણા વિચક્ષણ મહર્ષિઓએ લખ્યાં છે, તે નકામું નથી લખ્યું. તમોગુણના આધિક્યને લીધે અંત્યજમાં જન્મ પામનારો અતિશય દયાને પાત્ર તો છેજ, પણ તે ઇતર વર્ણોને અસ્પર્શ્ય તો રહેવોજ જોઇએ. બ્રાહ્મણના છોકરાથી ઘરમાં બીડી પીવાતી ન હોય અને અંત્યજ સ્પર્શ્ય ઠરે તો તેના ઘરમાં તે બીડી કે હુકો પીવાને પેસે એમાં શું આશ્ચર્ય ? અનર્થપરંપરાને ઉત્પન્ન કરનારી એ છુટ રખાય તો ખરાબીનો મહાસાગર હિંદુસ્તાનને એવું બોળી મારે કે તેની કલ્પનાજ હૃદયને કંપાવે છે. આ વિષે વધારે કહેવા પહેલાં વચમાં એક જરૂરનો મુદ્દો આપણે જોવાની જરૂર છે.

# અંત્યજો તિરસ્કારને પાત્ર નથી.

૬૦. પણ જો અંત્યજોને કોઇ તુચ્છકારતું હોય તો તે તેની ભયંકર ભૂલ છે. શારીરિક સંસર્ગ નહીં રાખવા પુરતાજ તે અસ્પર્શ્ય છે. મનથી તો આપણે અને તે સમાન છીએ એમ માનવુંજ જોઇએ. એક બાપના પાંચ પુત્રો હોય તેમાંથી એક જણ ઘરની મોરીને સાફ કરતો હોય કે ઘરમાં મરી ગયેલી બિલાડીને બહાર કાઢતો હોય કે મુએલા ઉંદરને ખસેડતો હોય, તે વખતે બાકીના ચાર ભાઇઓ તેનો સ્પર્શ કરતા નથી; તે પ્રમાણે અંત્યજો આપણા ભાઇઓ છે અને તેઓ ઉપર બતાવ્યા પ્રમાણે તેવા પ્રકારનાં કામ કરે છે તેથી તેઓ માત્ર શરીરથી અસ્પર્શ્ય છે; તેઓ બીજી રીતે હલકા માનવા જેવા નથીજ. પરમેશ્વર જેવા એક મહાન પિતાના પુત્રો તરીકે તેઓ આપણા ભાઇપણામાંથી નીકળી શકે એમ નથીજ. જે માણસ તેમને ધિક્કારતો હોય તે હિંદુજ હોઇ શકે નહીં. તેમને ધિક્કારનાર ધર્મને લેશ માત્ર પણ સમજતો હોય એમ માનવુંજ નહીં. જેમને તેમના ઉપર ખરી દયા હોય અને જેઓ તેમને પોતાના ભાઇ કે મિત્ર પ્રમાણે લાગણીથી દેખતા હોય તેમનામાંજ ધર્મ છે અને માણસાઇ છે એમ નક્કી સમજવું. અહીં જે મિત્ર શબ્દ વાપર્યો છે તેનો અર્થ એટલોજ કરવો કે બીજો ન જાણે એમ પણ બીજાનું ભલુ કરવું એવું સમજીને વર્તે છે તે. જેમને કેવળ અંતઃકરણથી અંત્યજોને વધારે સુખી કરવાની ઇચ્છા થાય છે, જેઓ તેમના સુખને અર્થે પ્રયત્નો કરે છે અને જેઓ તેમને માટે સંભાળથી નાણાં ખરચવાને તૈયાર થાય છે, તેઓજ ઇશ્વરને ઓળખવાના અધિકારવાળા છે. તેમનોજ આ લોકમાં અ-

ભ્યુદય છે અને પશ્ચાત્ તેમનુંજ કલ્યાણુ છે. જે પાપીઓ માણસ જાતમાં કોઇ પણ પ્રકારનો ભેદ ભાવ રાખે છે તેઓજ તજવા યોગ્ય અને તેઓજ તિરસ્કારને પાત્ર છે.

## અધર્મે અને અજ્ઞાને કરેલી ખરાબી.

૬૧. પણ લોકોનાં મન અધર્મે અને અજ્ઞાને અંધકારમય કરી નાખ્યાં છે. પિશાચ બુદ્ધિવાળા મનુષ્યોને સમાન દૃષ્ટિ હોતી નથી અને તે પાપીઓ પોતે ખરાબ હોઇ બીજા અનેકને ખરાબ કરે છે. ભેદબુદ્ધિના વિચારોને તે ફેલાવે છે અને એમ કોઇ વાર પોતાની કોમને અને ગામને ખરાબીના ખાડામાં ઉતારી મૂકે છે. એવા દુષ્ટજનો અનેક સીધા અને વિકસિત હૃદયવાળાઓને ભ્રાંતિમાં નાખી બગાડે છે. એ નીચ બુદ્ધિવાળાઓ ભેદબુદ્ધિવાળાનેજ અક્કલવાળામાં ગણે છે અને એવી રીતે શુદ્ધ વાતાવરણને વિષમય કરી નાખે છે. પરમેશ્વર એવા પાપીઓની સંગતિમાંથી સર્વને બચાવે. એવા લોકોના સહવાસથી સજ્જનો ત્રાસી જાય છે અને અંત્યજોનાં પરમાણુઓ કરતાં એવાનાં પરમાણુઓ ઘણીવાર વધારે હાનિકારક નીવડે છે. આ સ્થિતિ જેમણે અનુભવી હોય તેઓજ તેના દુઃખને જાણે છે. બીજાઓ તો શબ્દો ઉપરથી જેટલું સહજ સમજી શકાય તેટલુંજ સમજી શકે છે. કુલના અને ઊંચવર્ણના મિથ્યા અભિમાનથી મગરૂર થયેલા ઘણા અજ્ઞાનીઓએ અંત્યજોને હલકા ગણ્યાછે અને એમ કરીને તેમણે પોતાની તથા તેમની ખરાબીજ કરીછે. ઘણે ઠેકાણે અંત્યજોની અવગણના થાયછે એ વાત ખરીછે અને તેનો પણ ઉપાય કરવાની આવશ્યકતાછે. આ

કારણથીજ અંત્યજોને અપાતી દેણગીઓ કમીપણાને પામી ગઇછે અને તેથી તેઓ જો પોતાની સ્થિતિમાટે દિલગીર થાય તો તેનું પાપ તેમની અવગણના કરનારને છે.

## ઊંચા નીચાપણું વસ્તુતઃ નથી.

૬૨. અંત્યજો મુકરર કારણોથી અસ્પર્શ્ય છે એટલુંજ સમજવાનું છે. અસ્પર્શ્ય થયો માટે નીચોજ થઇ ગયો એમ સમજવાનું નથી. ઊંચું નીચું વસ્તુતઃ કાંઇ છેજ નહીં. રૂપીઆની પાવલીઓ બધીએ સરખી. ભેદ જોનાર માણસાઇ વગરનોછે એમજ માનવું. મુખ ઊંચે અને પગ નીચે એમ જે જણાય છે તે તો અનુકૂળતાભરેલી રચના માત્ર છે. જગતની અનુકૂળતાની જરૂરમાંથી ખસી જઇએ એટલે મરી જઇએ તો મુખ, પગ ને હાથ બધુંએ એકજ સીધી લીટીમાં આવી જાય. મુખ ઊંચે અને પગ નીચે જણાય છે તે તો અનુકૂળતામાટે થયેલી એક જરૂર પુરતી વ્યવસ્થા છે અને તે વળી પરસ્પરના અનુમોદનથી થયેલી અથવા સર્વેએ વિચારપૂર્વક સ્વીકારેલી છે. જો આમ સમજુત નહોય તો મુખ, પગ વિગેરે સર્વ ઊંચે આવવાનો પ્રયત્ન કરે અને તેથી સુવ્યવસ્થિત રીતે જગતના સર્વ વ્યાપાર ચલાવી શકાય નહીં. જે દિવસે શારીરિકરીતે અંત્યજો અને બ્રાહ્મણો વિગેરે એક સીધી લીટીમાં આવેલા જણાય તે દિવસે હિંદુસ્તાન મરી ગયું એમજ સમજવું. પણ મનથી જો ઊંચા નીચાનો ભેદ રાખવામાં આવે તો તે અધર્મ છે. એક મકાનને માળ ઉપર બારીની કે અગાશીની જેટલી જરૂર હોય તે કરતાં ઘરના ઓટલાનાં પગથીયાંની ઓછી જરૂર નથી, માટે ઘરનો અમુક ભાગ ઊંચો અને અમુક નીચો એમ ભેદ બુદ્ધિ કરવી નહીં.

માત્ર સમજવાનું એટલુંજ છે કે ઘરના ઓરડામાં કિંમતી ચીજો મૂકવાની જે અનુકૂળતા ભરેલી રીત છે તે માન્ય રાખી ઓટલાનાં પગથીઆં ઉપર તેવી ચીજો મૂકવી નહીં; મૂકીએ તો હોય તે ગુમાવવાને એકાદ દિવસ તો ઘણો થઇ જાય; પણ પગથીયાંની કિંમત હલકી સમજનારા કેવળ વિચાર શૂન્ય છે એમ સમજવાને હરકત નથી. કોઇ ઊંચા કે નીચા છેજ નહીં અને જેઓ નીચાપણાની બુદ્ધિમાં તણાયલા છે તેઓજ નીચાપણાને પાત્ર થાય છે એમ સમજવું. આપણે અમેરિકનોને આપણી નીચે છે એમ માનીએ અને અમેરિકનો આપણને નીચે સમજે તો તેમાં બંનેની ભૂલછે અને અજ્ઞાન છે. પૃથ્વીના ગોળા ઉપર કોઇ ઊંચે પણ નથી ને કોઇ નીચે પણ નથી. ઊંચા નીચાપણાના અભિમાને આપણને ઘણી નઠારી સ્થિતિમાં આણ્યા છે અને તેથી એટલી બધી હાનિ થતી જાયછે કે આપણે તેનો હિસાબ પણ કરી શકીએ એમ નથી. આ કારણને લીધે આ સમદૃષ્ટિના સવાલ વિષે બે શબ્દ વધારે કહેવાની જરૂર પડે છે. જગતમાં પથરાયલા અમૃતમાં આ ભેદબુદ્ધિનું અજ્ઞાન વિષ રેડી સઘળું વિષમય કરી નાખે છે. ઊંચા નીચાની વ્યવસ્થા કેવળ જગતની અનુકૂળતા માટે છે પણ સાચી સ્થિતિ તેવી નથી; એ વાત ઉપર કહી છે તે ઉપર ઘણું ધ્યાન દરેક તરફથી અપાવું જોઇએ. એ અનુકૂળતામાટે કરેલી ગોઠવણમાં ઊંચા નીચાપણાનો દેખાવ દેખાતો હોય પણ તે સમજવા માટે નથીજ. અમેરિકાનો સ્વર્ગવાસી પ્રેસિડેન્ટ મેકીલની પોતાની રાજ્ય સંબંધી ફરજો બજાવતી વખતે કે મોટા પ્રસંગોએ પ્રમુખના આસન ઉપર બેશી પોતાની લાયકાતથી પ્રાપ્ત થએલી સ્થિતિ લોકોને જોવા દેતો પણ બીજી ક્ષણે તે

એક સામાન્ય માણસની પેઠે લોકોના ટોળામાં સામીલ થઇ તદ્દન સરખી સ્થિતિને ધારણ કરતો. કહેવાની મતલબ એટલીજછે કે જગતની વ્યવસ્થા માટે કરેલી અનુકૂળતાવાળી ગોઠવણ એ વસ્તુતઃ ઊંચા નીચાપણું નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર અને અંત્યજમાં કોઇ વસ્તુતાએ ઊંચું નીચું નથી, પણ તેઓ એક સંસ્થા કે એક શરીરનાં અંગો છે અને ઊંચા નીચાપણા જેવી કરેલી ગોઠવણ કેવળ અનુકૂળતા ભરેલી વ્યવસ્થા માટેજ છે એમ જે જાણે છે તેજ કલ્યાણની ઈચ્છા કરવાને યોગ્ય છે. પર્વતના ઊંચા નીચાં શિખરો સર્વે પર્વતનાંજ શિખરો છે.

## વસ્તુતઃ સર્વ સમાન છે.

૬૩. જે લોકો અભેદ બુદ્ધિવાળા નથી તેઓ પોતાની જાતના અને માણસ માત્રના દુષ્મનો છે. એ લોકોની એવી અધમ બુદ્ધિજ સુખને અને સંપને દૂર રાખે છે અને દુઃખ અને ચિન્તા જ્યાં ત્યાં પાથરે છે. રામેં રાવણનું અને કૃષ્ણે કંસનું નિવારણ કર્યું તેમ એવા લોકો વ્યવહારની સંસ્થાઓથી પણ દૂર થવાને પાત્ર છે. એવા લોકો જરા પણ ધર્મ સમજતા હોય તો તે મિથ્યા છે કેમકે ભેદબુદ્ધિ ધર્મ અને જ્ઞાનની બાધક છે. આ પ્રમાણે હોવાથી કોઇએ ઊંચા નીચાપણાનું અધોગતિએ લઇ જનારૂં અભિમાન મનમાં ઉત્પન્ન થવા દેવું નહીં. દાદરે પેટી ચઢાવતાં જેમ એક બે જણ ઊંચેથી ખેંચે અને બીજો નીચેથી મદદ કરે એવી રીતે ઊંચે નીચે ઊભા રહ્યાથી કોઈ ઊંચા નીચા થઇ જતા નથી, તેવી રીતે લોક સમૂહ અથવા પ્રજાના સુખને માટે કરેલી ગોઠવણમાં કોઇ ખરી વસ્તુ સ્થિતિએ ઊંચા નીચા થઇ જતાજ

નથી. ઇશ્વરે સર્વને સમાન ગણવામાંજ સંમતિ આપી છે અને તેના પુરાવા છે. સમદૃષ્ટિ જો વિષમતાને પામી તો હિંદુપણુંજ ગુમાવ્યું એમ સમજવું. ભગવાન શ્રીકૃષ્ણ અનેક વાર પોકારીને કહે છે કે સમબુદ્ધિ રાખો. ભગવદ્દપાદ ભાષ્યકાર શંકરાચાર્ય પણ કહે છે કે મુક્તિનો અધિકાર સર્વને છે; ગમે તે વર્ણનો હોય અને ગમે તે દેશકાળની સ્થિતિમાં રહેતો હોય તે સર્વને માટે મુક્તિના દરવાજા ખુલ્લા છે. સર્વ જ્ઞાનના અધિકારી છે. શૂદ્ર હોય કે અંત્યજ હોય પણ મુક્તિ મેળવવામાં સર્વ સમાન છે, એટલે મનુષ્ય જન્મની અને મુખ્યત્વે આર્યોની મનોરથ સૃષ્ટિ ( Goal ) જે મુક્તિ તે તો સર્વને સમાન છે એજ જણાવે છે કે સર્વને સમાન ગણવાની પરમાત્માની પરમ આજ્ઞા છે. સમાન દૃષ્ટિનો અર્થ ઘણાઓ ભૂલ ભરેલી રીતે કરી લોકોને ભ્રાંતિમાં નાંખે છે અને સ્પર્શમાંજ સમાન દૃષ્ટિ પેઠેલી બતાવે છે અને હિંદુઓ સમદૃષ્ટિમાં થોડું સમજે છે એમ કહેવામાં આવે છે. તેથી સમાન દૃષ્ટિવિષે એક પ્રકરણ નીચે મૂકવાની જરૂર પડી છે.

## મુક્તિનો મંત્ર.

### સમદૃષ્ટિ અને તેનો અર્થ.

#### એકતા શરીરથી નહીં, આત્માથી છે.

૧૪. મિત્રો ! મહાત્મા શ્રીકૃષ્ણે શ્રુતિ વચનોને વળગીને, અનેકવાર પોકારીને અને વાણીની અનેક તરેહની ઉલટપાલટ રચના કરીને અર્જુનને સમદૃષ્ટિવાળા થવાને ઘણું કહ્યું છે તેથી સિદ્ધ થાય છે કે સમદૃષ્ટિ એ જ્ઞાનના પ્રવેશનું પરિ-

ણામ છે. દરેક જણે તે માટે આ વિષય ઉપર પ્રથમ લક્ષ આપવું અવશ્યનું છે. આ વાતના સમર્થનને અર્થે શ્રીકૃષ્ણનાં થોડાંક વચનો નીચે આપ્યાં છે:—

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥

" વિદ્યા વિનય સંપન્ન બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કૂતરામાં અને કૂતરાને રાંધી ભક્ષણ કરનાર અંત્યજમાં જ્ઞાનવાન પુરૂષો સમ દૃષ્ટિવાળા હોય છે."

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ॥
निर्दोषं हि समं ब्रह्म तस्मात् ब्रह्मणि ते स्थिताः ॥

" જેમનું મન સમતામાં રહ્યું છે તેમણે આ લોકમાં જીવતાંજ સંસાર જીત્યો છે; કારણ બ્રહ્મ નિર્દોષ છે અને સમ છે અને તેથી કરીનેજ તેઓ બ્રહ્મને વિષે રહેલા છે."

सर्वभूतहिते रताः क्षीणकल्मषा ऋषयो
ब्रह्मनिर्वाणं लभन्ते

" સર્વ પ્રાણીઓના હિતમાં તત્પર રહી મન ધોઞનારા તથા જેમનાં પાપ નાશ પામ્યાં છે એવા ઋષિઓ બ્રહ્મનિર્વાણને પામે છે."

सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति

" મને પ્રાણી માત્રનો મિત્ર જાણીને ( તે ) શાંતિને ( મોક્ષને ) પામે છે."

**सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ।**
**साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥**

"સ્વભાવથીજ હિત કરનારા સુહૃદોમાં, સ્નેહને વશ થઇ ઉપકાર કરનારા મિત્રોમાં, શત્રુઓમાં, બે જણના વાદમાં બંનેની ઉપેક્ષા કરનાર ઉદાસીમાં, બે જણના વાદમાં હિત બતાવનાર મધ્યસ્થમાં, જેમનો પોતે દ્વેષ કરતો હોય તેમનામાં, સંબંધીઓમાં, સાધુ પુરૂષોમાં અને પાપી પુરૂષોમાં જેની બુદ્ધિ સમાન છે તે યોગારૂઢ કરતાં પણ શ્રેષ્ઠ છે."

**सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।**
**ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥**
**यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।**
**तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥**
**सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।**
**सर्वथा वर्तमानोपि स योगी मयि वर्तते ॥**
**आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।**
**सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥**

"યોગની સાથે જેનું મન જોડાયું છે તે પુરૂષ સઘળે ઠેકાણે સમદષ્ટિ વાળો થાયછે. તે પોતાનેજ સર્વ પ્રાણીઓને વિષે રહેલો જુએ છે અને પોતાનામાંજ સર્વ પ્રાણીઓને રહેલાં જુએ છે; જે સર્વ પ્રાણીઓને વિષે મને દેખે છે તથા સર્વ પ્રાણીમાત્રને મારે વિષે દેખેછે તેને હું પરોક્ષ નથી તથા તે મારે પરોક્ષ નથી. સર્વ ભૂત પ્રાણીને વિષે રહેલો એવો જે હું તેને ઓળખીને જે મને અભેદબુદ્ધિથી ભજે છે તે શરીરવાળો છતાં પણ મારામાંજ રહેલો છે. મને જેમ સુખ પ્રિય છે

અને દુઃખ અપ્રિય છે તેજ પ્રમાણે બીજાને પણ છે એમ જે સરખી દૃષ્ટિએ સઘળે ઠેકાણે સુખ દુઃખને જુએ છે તેનેજ, હે અર્જુન ! મોટો યોગી માન્યો છે.”

## અનેકનું એક રૂપે દર્શન.

૬૫. મિત્રો ! આ બધાં વચનોથી સ્પષ્ટ જણાય છે કે સમાન દૃષ્ટિએ સર્વને જોવા એજ આર્ય જીવનનો મોટામાં મોટો પુણ્યવંતો મહિમા છે. શ્રુતિ પણ કહે છે કે **सर्वं वै विष्णुः** બે આંખે જે દેખાય છે તે સર્વ વિષ્ણુ છે, ઈશ્વર છે. યોગીશ્વર કૃષ્ણ તે શ્રુતિની વાતનેજ અર્જુન આગળ પુનઃ રજુ કરતાં કહે છે કેઃ—

**वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः**

“ આ સઘળું ચરાચર વિશ્વ વાસુદેવ છે એવા સર્વાત્મ-ભાવ વડે મને જાણનારો મહાત્મા અતિ દુર્લભ છે, ” વળી તેઓ પુનઃ કહે છે કેઃ—

**यथाकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।**
**तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥**

“ જેમ આકાશમાં રહેલો વાયુ સર્વત્ર વ્યાપ્ત થઈને રહેલો છે તેમ આ સર્વ ભૂત પ્રાણીઓ મારે વિષે રહેલાં છે એમ તારે જાણવું. ”

**समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योस्ति न प्रियः ।**
**ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥**

“હું સર્વ ભૂત પ્રાણીને વિષે સરખો છું. મને કોઈ અળ-

અળગણું ( hateful ) નથી, તેમ કોઇ માનીતું નથી. જેઓ મને ભક્તિયુક્ત મન વડે આરાધે છે, તેઓ મારા વિષે રહેલા છે અને તેમને વિષે હું રહેલો છું." વળી તેઓ સમાનતા વધારે દૃઢ થવા માટે કહે છે કે;—

अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥
महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥
एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्वतः ।
सोऽविकंपेन योगेन युज्यते नात्र संशयः ॥
अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥

" અહિંસા, **સમતા**, તુષ્ટિ, તપ, દાન, યશ અને અપયશ એ બધા નાના પ્રકારના ભાવો પ્રાણીઓને વિષે મારાથીજ ઉત્પન્ન થાય છે. ભૃગુઆદિ સાત ઋષિઓ, તેમની પણ પૂર્વે થયેલા ચાર સનકાદિક ઋષિઓ અને સ્વાયંભુવ આદિ મનુઓ એ બધા મારા પ્રભાવવાળા મારાથીજ ઉત્પન્ન થયેલા છે અને આ સઘળી પ્રજાઓ તેમનાથીજ ઉત્પન્ન થયેલી તેમનાજ પુત્ર પૌત્રાદિક રૂપ અને શિષ્ય પ્રશિષ્ય આદિ રૂપ છે. એ મારી ભૃગુ અને મનુ આદિ વિભૂતિને તથા મારા ઐશ્વર્યને વાસ્તવિકપણે જે જાણે છે તે નક્કી યથાર્થ જ્ઞાનવાળો થાય છે એમાં સંશય નથી. હુંજ સર્વની ઉત્પત્તિનું કારણ છું અને મારાથીજ સઘળી વ્યવસ્થા પ્રવર્તી છે એમ જાણીને પછી મને ભજે છે તેઓજ ભાવથી યુક્ત ડાહ્યા પુરૂષો છે."

## એકજ વિષયનું અનેક રૂપે કથન.

૬૬. શ્રીકૃષ્ણનાં આ વચનો વાંચ્યા પછી ઊંચાનીચાપણાના મિથ્યા ગર્વને મનમાં રહેવાનો અવકાશજ રહેતો નથી એમ મારા સર્વ સુજ્ઞ મિત્રોને સમજાશેજ. એકજ મૂળમાંથી ઉત્પન્ન થયેલી સર્વ પ્રજા છે. એકજ મા બાપના સર્વ પુત્રો છે એમ જાણ્યા પછી ભિન્ન ભાવને ઉભા રહેવાનું ઠેકાણુંજ રહેતું નથી. જે ચાતુર્વર્ણ્યની રચના પોતે કર્યાનું શ્રીકૃષ્ણ કહે છે તેજ શ્રીકૃષ્ણ આ વાત પણ કહે છે, તેથી સત્યાર્થ એજ છે કે ચાતુર્વર્ણ્યમાં ઊંચા નીચાપણું રાખવાનું છેજ નહીં. બ્રાહ્મણને અંત્યજની સાથે એક પંક્તિએ ભોજન કરાવવાને શ્રીકૃષ્ણ જરાપણ સંમતિ આપતા નથી. તેઓ તો મનવડેજ સમાન બુદ્ધિવાળા થવાને સમજાવે છે. ઉદારચરિત શ્રીકૃષ્ણે સમાન દૃષ્ટિને માટે અનેક વચનો કહ્યાં છે, તેમાંથી થોડાં ઉપર બતાવ્યાં છે અને બીજાં થોડાં નીચે બતાવી પ્રસ્તુત વિષય વિભાગને પૂરો કરીશું. તે મહાત્મા કહે છેઃ—

**अहमात्मा गुडाकेश सर्वभूताशयास्थितः**

" હે અર્જુન! સર્વ ભૂતોના અંતઃકરણમાં રહેલો આત્મા હું છું."

**इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरं ।**
**मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥**

" હે ગુડાકેશ! કરોડો વર્ષ સુધી જ્યાં ત્યાં ફરતાં ન જોઇ શકાય એવું ચરાચર સહિત આખું જગત્ આ મારા

દેહને વિષે એક ઠેકાણે રહેલું જગત આજ તું જો અને બીજું જે કંઇ તને જોવાની ઇચ્છા હોય તે સર્વ મારા દેહને વિષે જોઇ લે. " યોગીશ્વરે પોતાના દેહમાં એક સ્થાનેજ આખું જગત્ યોગમાર્ગે અર્જુનને બતાવતાં આ વચનો કહ્યાં છે અને સર્વ જગત્ ઇશ્વરના અંગમાં રહેલું છે એમ દેખાડયું છે. ઇશ્વરનાં અંગભૂત સર્વ પ્રાણીઓમાં ઊંચા નીચાપણાની ભેદબુદ્ધિ રહી શકે જ નહીં એ તત્ત્વ વિચાર મનન કરવા જેવો છે. પછી અર્જુન કહે છે કે:—

**पश्यामि विश्वेश्वर विश्वरूपम्**

"હે વિશ્વેશ્વર ! હું આપનેજ વિશ્વરૂપે દેખું છું." પુનઃ અર્જુન તે વિશ્વરૂપને જોઇને કહેછે કે:—

**पिताऽसि लोकस्य चराचरस्य**

" હે અપ્રતિમ પ્રભાવવાળા ! તમેજ આ ચરાચર લોકના પિતા છો " આ સર્વ વચનોથી જણાયછે કે સર્વ પ્રાણીઓ સમાન છે એમ માનવું એ યોગ અને ખરા જ્ઞાનનો વિષય છે. વળી મિત્રો યાદ રાખજો કે કૌરવ જેવા શત્રુઓ સામે લડવાની તૈયારીની વેળાએજ લડવાના કામમાં પ્રેરનાર શ્રીકૃષ્ણ યોગીશ્વર અર્જુનને કહેછે કે:—

**निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव**

" હે પાંડવ ! સર્વ પ્રાણીઓને વિષે જે વેરબુદ્ધિ રહિત છે તે મને પામેછે." અભેદ બુદ્ધિનો ઉપદેશ કર્તા શ્રીકૃષ્ણે મન ઉપરજ ભાર મેલ્યો છે અને મનથી નિર્વેર થવામાંજ સમાન

દૃષ્ટિ છે એમ કહેવાનો આશયછે એ વાતનો, સ્પર્શ્યાસ્પર્શ્યનો આગળ વિચાર કરતાં સ્મરણમાં રાખવાની મારા સુજ્ઞ મિત્રોને પ્રાર્થના છે. અત્રે તો સમાનદૃષ્ટિ રાખવાના ચાલુ વિષય પુરતુંજ કહેવાનો ઉદ્દેશ છે. શ્રીકૃષ્ણ વળી ભાગ્યશાળી અર્જુનને વધારે સમજાવતાં કહેછે કેઃ—

**संनियम्येंद्रियग्रामं सर्वत्र समबुद्धयः ।**
**ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥**

" ઇંદ્રિયગ્રામનું સંયમન કરી જે સર્વ ઠેકાણે સમબુદ્ધિથી જોનારા છે તે સર્વભૂત પ્રાણીના હિતમાં તત્પર રહેનારા હોઇને મનેજ પામેછે." વળી મને ( મારા ઇશ્વરરૂપને ) કોણ વહાલો છે તે સમજાવતાં શ્રીકૃષ્ણ કહેછે કેઃ—

**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥**
**संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ॥**
**मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥**

" સર્વ ભૂતોમાં પોતાનાથી ઉત્તમનો દ્વેષ નહિ કરનારો, સમાનની સાથે મિત્ર ભાવે વર્તનારો, પોતાથી હલકા જણાતા લોકોને વિષે દયાળુ, અહંતા-મમતાથી રહિત, દયાળુ હોવાથી પારકે દુઃખે દુઃખી તથા પારકે સુખે સુખી, ક્ષમાવાળો, લાભ હાનિમાં સંતુષ્ટ, સ્થીર ચિત્તવાળો, સાવધાન, દૃઢ નિશ્ચયવાળો તથા મારે વિષે જેણે મન અને બુદ્ધિ અર્પણ કરેલાં છે એવો જે મારો ભક્ત તે મને વહાલો છે. "

૬૭. ભક્તિયોગના પ્રકરણમાં ઇશ્વરને ભજવાની વાત કહેવા જતાં **अद्वेष्टा सर्वभूतानाम्** એવી વાતો વચમાં કહેછે

તેથી જ સમજવાનું છે કે સર્વ વર્ણના લોકને સમાન ગણી તેમના હિતમાં તત્પર રહેવું એ વાતને તેઓ ઇશ્વર-આરાધનની કોટિમાંજ મૂકે છે. કોઇ રીતે અર્જુનના મિષે લોકના મનમાં આ વાત દૃઢ થવાને શ્રીકૃષ્ણ મહાત્મા વળી બીજી રીતે સમજાવે છે કે:—

**अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।**

" તે પરમાત્મા અવિભક્ત હોવા છતાં સ્થાવર જંગમ ભૂતોમાં જાણે વિભક્ત હોય એમ રહેલો દેખાય છે. " સમદૃષ્ટિવાળો જોનારજ ખરૂં જુએ છે, બીજો નહીં, એવી રીતે અર્જુનને બીજી રીતે સમજાવતાં શ્રી કૃષ્ણ કહે છે કે—

**समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ।**
**विनश्यत्स्वविनश्यंतं यः पश्यति स पश्यति ॥**
**समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।**
**न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम् ॥**

" સર્વ સ્થાવર જંગમ ભૂતોમાં રહેલા પરમેશ્વરને સમબુદ્ધિથી જોનારો તથા તે ભૂતો નાશ થતાં પણ તે પરમાત્મા નાશ પામતો નથી એમ જોનારો એજ ખરો જોનારો છે. સર્વ ઠેકાણે સરખી રીતે રહેલા ઇશ્વરને સમાન દૃષ્ટિએ જોનારો પુરૂષ આત્માવડે આત્માનો નાશ નહીં કરનારો હોઇને ઊંચી ગતિને પામે છે. " આજ વાતને વળી જૂદી કોટિથી સમજાવતાં અને બ્રહ્મપ્રાપ્તિનો માર્ગ બતાવતાં શ્રીકૃષ્ણ કહે છે કે:—

**यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।**
**तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥**

" જ્યારે સ્થાવર જંગમ પ્રાણીઓના ભેદને એક ઠેકાણે (ઇશ્વરમાં,) એક થઇને રહેલા, પુરૂષ જુએ છે ત્યારેજ તે પુરૂષને બ્રહ્મની પ્રાપ્તિ થાય છે." એક ઉપનિષદમાં પણ શ્રી કૃષ્ણચંદ્રના આ અભિપ્રાયને મળતો અભિપ્રાય છે, તેમાં કહ્યું છે કે:—

**पक्षपातविनिर्मुक्तो ब्रह्म संपद्यते तदा**

" જ્યારે માણસ પક્ષપાતથી મુક્ત થાય છે એટલે સમ-દષ્ટિવાળો થાય છે ત્યારે તે બ્રહ્મપ્રાપ્તિને યોગ્ય થાય છે."

## ભેદબુદ્ધિ માટે ભયંકર શિક્ષા.

૬૮. જન્મ અકસ્માત નથી એ વાત અર્જુનના મનમાં દઢ કરતાં અને સમદષ્ટિવાળા નથી એવા પુરૂષોને કેવી દશા પ્રાપ્ત થાય છે તે વાત અર્જુનને સમજાવતાં શ્રીકૃષ્ણ વધારે જોરદાર વાણીમાં કહે છે કે:—

**अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।**
**मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥**
**तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् ।**
**क्षिपाम्यजस्रमशुभामासुरीष्वेव योनिषु ॥**
**आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।**
**मामप्राप्यैव कौंतेय ततो यांत्यधमां गतिम् ॥**

" અહંકાર, બલ, ગર્વ, કામ અને ક્રોધનો આશ્રય કરીને

રહેલા, અર્થાત્ અહંકાર આદિ દુર્ગુણોમાં ડૂબેલા, સન્માર્ગે ચાલનારા પુરૂષ ઉપર દોષનો આરોપ કરનારા, તથા હું કે જે પોતાના તથા બીજાના દેહમાં ચૈતન્યાંશવડે રહ્યો છું તેનો દ્વેષ કરનારા તે ક્રૂર અને અશુભ નરાધમોને હું આસુરીયોનિમાંજ નાખું છું. હે કુંતાના પુત્ર ! જન્મોને જન્મો સુધી એ આસુરીયોનિને પ્રાપ્ત થયેલા તે મૂઢો મને પ્રાપ્ત નહીં કરતાં ઉત્તરોત્તર અધમ ગતિને પામ્યા કરે છે." ભેદ બુદ્ધિવાળાઓને થનારી આ ભયંકર શિક્ષા ખરી વસ્તુ સ્થિતિ ઉપર કેટલું બધું અજવાળું નાખે છે તે જુઓ. પણ ભેદ બુદ્ધિને માટે શિક્ષા થાય છે એમ શ્રદ્ધાથી માનીને ભેદબુદ્ધિને તજી અભેદબુદ્ધિને ધારણ કરવાનો પ્રયત્ન જો કે શ્લાઘ્ય છે તોપણ નૈસર્ગિક અભેદબુદ્ધિ સર્વદા વંદ્ય અને અનુકરણીય છે. સમાનદૃષ્ટિનો વિષય ભારતવર્ષમાં જેટલો સમજાયો છે તેટલો બીજે ઠેકાણે સમજાયો હોય એમ માનવાને મરજી છતાં કારણ મળતાં નથી. સાત્વિક જ્ઞાન કોને કહે છે તે વાત અર્જુનને સમજાવતાં અર્જુનની સમદૃષ્ટિને દૃઢ કરવા માટે વળી તે યોગીશ્વર મહાત્મા કહે છે કેઃ—

**सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।**
**अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥**

"બ્રહ્મદેવથી તે સ્થાવર પર્યંત સર્વભૂતોને વિષે નહીં ફેરફાર પામનારા ઈશ્વરભાવને જોવો અને વિભક્તપણાના દેખાવમાં અવિભક્ત પરમાત્માને ઓળખવો તે જ્ઞાનને સાત્વિકજ્ઞાન જાણ." વળી એજ મહાત્માનાં બીજાં વચનો જુઓઃ—

**समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम्**

" સર્વ પ્રાણીને વિષે સમદૃષ્ટિવાળો હોવાથી મારી પરાભક્તિને ( સર્વત્ર આત્મદૃષ્ટિને ) પામે છે. "

## ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति

" હે અર્જુન સર્વ પ્રાણીઓના હૃદયદેશમાં ઈશ્વર રહેલો છે. " મિત્રો ! સર્વ વર્ણના લોકોમાં સમદૃષ્ટિ થવાને આથી વિશેષ કહેવાની કંઇ આવશ્યકતા નથી. જે કોઇ અંત્યજોને ધિક્કારતા હોય તેનેજ ધિક્કારવા યોગ્ય ગણવા અને તેમને ખરો માર્ગ બતાવવા પ્રયત્ન કરવો એજ ઉત્તમ માર્ગ છે. અંત્યજોની સાથે ઉદાર રીતે વર્તવાને હવે વધારે કહેવાની જરૂર નથી. આ સમાન દૃષ્ટિનો વિષય મનમાં ઉતારવો ઘણોજ અગત્યનો હોવાથી ઉપર વિશેષ રીતે લખ્યું છે. ઉદાર આર્યભાવનાઓ આગળ સમદૃષ્ટિનો વિષય ખરી રીતે નહીં પણ પોતાને અનુકૂળ પડતી રીતે બતાવવાને બેસવું બીજાઓને માટે ખરેખર ખોટું છે.

## સમાનદૃષ્ટિના અર્થનું સ્પષ્ટીકરણ.

૧૯. જન્મથીજ દૈવી સંપત્તિવાળા નસીબદાર અર્જુનને સમદૃષ્ટિનો સિદ્ધાંત સમજાવતાં શ્રીકૃષ્ણચંદ્રે આટલી બધી મહેનત લીધી. એક ને એક વાત અનેક રીતે સમજાવી, તે સમાન દૃષ્ટિનો અર્થ જાણવાને અને સમજવાને આપણે જરા વધારે સમય ગુમાવીશું તો તે સમયનો, મિત્રો ! આપણે આપણી જીંદગીમાં સૌથી સારો ઉપયોગ કર્યો છે એમ માનવું વાજબી છે. આર્ય સમાજ અને બીજા સુધારક મિત્રો તરફથી આ સમાનદૃષ્ટિનો જે અર્થ થાયછે તે ભૂલથી ભરેલો અને

ખોટા નુકસાનકારક નિર્ણય ઉપર લઇ જનારો છે. વળી તે અર્થ ટુંકી દૃષ્ટિનો અને માત્ર ઉપર ઉપરથી કોઇ વાતને જોઇને તે દૃઢ રીતે જાણી લીધી છે એમ બતાવવાનો છે. સૌને સહેલો માર્ગ બતાવવાથી તે બતાવનાર સૌને વહાલો લાગે છે અને સેહેલુંજ આ જગતમાં સૌ કોઇ શોધે છે; તેથી આર્યસમાજની શીખામણો ખાંડ અને દૂધના માવાના પેંડાની પેઠે સરળ રીતે ગળે ઉતરી જાય છે. સમાન દૃષ્ટિ સમજવી આટલી સહેલી હોત તો અર્જુન જેવા જ્ઞાનાધિકારી પાસે શ્રીકૃષ્ણને આટલી બધી રીતે ભાંજગડ કરવાની જરૂરજ રહેત નહીં, એ વાત પણ મારા મિત્રોના સ્મરણમાં આણવાની જરૂર છે. સર્વની સાથે ખાવું પીવું ને ખેલવું એમાંજ સમાન દૃષ્ટિ છે એટલું ટુંકું કે ટચ કહેવાનું ટાળીને આટલો લાંબો દ્રાવિડી પ્રાણાયામ શ્રીકૃષ્ણ જેવો યોગીશ્વર શું કરવા કરત ? ખાવા પીવામાં એકત્ર થવાથીજ સમાનદૃષ્ટિનો નિયમ સચવાતો નથી. પવિત્ર આચાર વિચારે અને કાળજીથી પવિત્ર પરમાણુઓને માટે દરકાર રાખનારા વિદ્યા વિનય સંપન્ન બ્રાહ્મણ કે ક્ષત્રિય પાસે કૂતરાને રાંધીને ખાનારા અંત્યજને એક પંકિતએ કે એક આસને ભોજનને માટે બેસાડવામાં સમદૃષ્ટિ નથી. એમાં તો દૃષ્ટિનું સમતોલપણું સચવાયુંજ નહીં. એમાં તો બ્રાહ્મણ કે ક્ષત્રિયને મલિન પરમાણુઓનો ભોકતા કરીને એક પ્રકારના કષ્ટનોજ આરંભ કર્યો. વળી બ્રાહ્મણ કે ક્ષત્રિય ન જાણે એવી રીતે તેમનામાં મલિન પરમાણુઓનો પ્રવેશ કરાવ્યો. એમાં શરીરના નહીં પણ શરીરના કરતાં વધારે બળવાન એવા મનના ખૂનનો આરંભ થયો. આને સમદૃષ્ટિ નહીં પણ વિષમ દૃષ્ટિ—ભયંકર વિષમ દૃષ્ટિ સમજવી. એકને લાભ અને બીજાને હાનિ એ સમદૃષ્ટિ નહીંજ. સ્પર્શ કરવામાં

સમદૃષ્ટિનો સિદ્ધાંત સમાઇ જતો હોત તો તે તો સહેલું ને સટ હતું. મોચીનો સ્પર્શ કરીએ છીએ તેથી મોચીનો શો ઉદ્ધાર થઇ ગયો ? અને અંત્યજનો સ્પર્શ નથી કર્યો તેથી તેઓની કેટલી સંખ્યા ઘટી ગઇ ને કેટલા વધારે દુઃખી થઇ ગયા તેનો વિચાર કરવો જોઇએ.

## અવનતિનો આરોપ ધર્મ ઉપર રહી શકતો નથી.

૭૦ આપણાં રાજ્ય ન રહ્યાં એટલે આપણા ચાલ ખોટા એમ સમજવું નહીં. આપણે આપણા ધર્મનું ખરું સ્વરૂપ સમજવામાં બેદરકાર રહ્યા તેથીજ નુકસાન થયું છે. આપણાં રાજ્ય તો લાખો વરસ રહ્યાં હતાં. બીજાં રાજ્યો બે ચાર સૈકાં રહેલાં દીઠાં તેથી આપણે ભૂલથાપ ખાઇ જવાની જરૂર નથી. જે આપણાં રાજ્યો સારે નસીબે હાલ આપણે ભોગવીએ છીએ ( ઇશ્વર આ ધર્મ રાજ્યોને સર્વદા આબાદ રાખે ) તેમનું મૂળ મુખ્યત્વે ધર્મજ છે. લાખો વર્ષ સુધી હિંદુસ્તાનમાં હિંદુનાં રાજ્ય ચાલુ રહ્યાં છે તેજ એક અજાયબી છે. આપણાં રાજ્ય ખરેખર ગયાંજ નથી પણ સંકોચને પામ્યાં છે. જો આપણે ધર્મની સંસ્થાને જોરદાર બનાવતા રહીશું તો પેલો કાળો દિવસ આવવાને બદલે સંકોચ ઓછો થઇ આપણાંજ રાજ્ય પાછાં વિસ્તાર પામશે. શ્રીકૃષ્ણના યદુકુળના રાજાઓમાં ઉદાર રાખેંગાર હજી હિંદુસ્તાનમાં રાજ્ય કરે છે. ઉદેપુર અને જોધપુરની જૂની ગાદીઓ હજારો વર્ષથી ચાલુ રહી છે. મૈસુરનું ગયેલું રાજ્ય હિંદુ રાજાને પુનઃ પ્રાપ્ત થયું છે અને આપણા પરમ ઉદાર મહારાજાનું રાજ્ય જે ગુજરાતમાં છે

તેના ઊંડા મૂળમાં ધર્મ શિવાય બીજું કોઇ બળવાન તત્વ નથી. આ પ્રકારની અજાગણીવાળા હિંદુસ્તાનને પાશ્ચિમાત્ય સંસ્કારોવડે સપાટ બનાવી ઇતરોને સુગ્રાહ્ય સ્થિતિમાં આણી મૂકવાના જે દુઃખદાયક પ્રયત્નો આર્ય સમાજ અને તેના જેવી બીજી સમાજો તરફથી થાય છે તે જોઇને ઘણોજ અફસોસ થાય છે.

## મનુષ્યત્વ સાથેજ વિચાર જોડાયલો છે.

૭૧. સમાન દૃષ્ટિનો અર્થ ઉદાર અને વાજબી રીતે કરવાની આપણી ચાલુ વાતમાં ઉપર રાજ્ય સંબંધી જે વાત કરી જવાઇ છે તેનું તાત્પર્ય એટલુંજ છે કે આપણી બગડેલી સ્થિતિ આપણા આચાર વિચારવાળા ધર્મે આણી નથી, પણ **धर्म एव हतो हन्ति** એ મનુના વાકય પ્રમાણે હણાતા ધર્મે આપણને હણી નાખ્યા છે, તે બતાવવાનું છે. ખાવા પીવામાં એકત્ર થવામાં સમાન દૃષ્ટિ સમજવી એ તો એક બાહ્યોપચાર છે અને ખોટી સ્થિતિને છુપાવનારી એક પદ્ધતિ સ્વીકાર્યાની બરાબર છે. સર્વ વર્ણનાએ સેળભેળ થઇને ખાવાપીવા બેસવું એ જો માણસાઇ હોય તો કૂતરાં અને બિલાડાં પણ માણસાઇ અને નીતિવાળાં છે એમ માનવું ઠીક પડી જાય એવો ભય કોની નજરે નથી દેખાતો ? માણસ તરીકે પછી આપણે વિચારનો શો ઉપયોગ રહ્યો ? આપણું તત્વજ્ઞાન પછી નિરર્થક કેમ નહીં ગણવું ? ગમે તે ઠેકાણે ગમે તે સ્થિતિમાં ગમે તેની સાથે ભેળાવામાંજ સમાનદૃષ્ટિ માનવી એ રાતા, કાળા, પીળા, લીલા, અને ધોળા રંગને સમવિષમ પ્રમાણમાં ભેળા થવા દઇ ભીંતે ચોપડી વર્ણસંકરપણું કર્યાના ચાતુર્યથી વિનોદ પામવાની બરાબર છે.

# એકતા શરીરથી નહીં, મનથી કરો.

૭૨. બાહ્યોપચાર કરતાં આંતરોપચાર વધારે ગુણકારી ગણાય છે. ચોપડવાની દવાના ઉપચાર કરતાં પીવાની દવાનો ઉપચાર વધારે અસરકારક અને વ્યાધિના મૂળ ઉપર વિજય મેળવનાર નીવડે છે. માટે શરીરથી એકત્ર થવું અને સેળભેળ સ્થિતિમાં સર્વ વ્યવહારો કંઇ પણ વિચાર વિના સર્વની સાથે ચલાવવા એવા બાહ્યોપચારવાળી ભાવના કરતાં ધર્મના નિયમો જાળવીને સર્વના હિતમાં તત્પર રહેવું એજ ખરી ભાવના અને સમાન દૃષ્ટિ છે. યોગવાસિષ્ઠમાં વસિષ્ઠઋષિ રામચંદ્રને કહે છે કે-

**येन केन प्रकारेण यस्य कस्यापि देहिनः ।**
**संतोषं जनयेद्राम तदेवेश्वरपूजनम् ॥**

" કોઇ પણ પ્રકારે કોઇ પણ દેહવાળાને સંતોષ પમાડવો તેજ, હે રામ ? ઇશ્વરનું પૂજન છે." આમ સર્વ પ્રાણી માત્રને સંતોષ આપવામાં જેમ તત્પર રહેવાની ફરજ છે તેવીજ રીતે ધર્મશાસ્ત્રની આજ્ઞાઓ પ્રમાણે વિવેકથી સર્વની સાથે વર્તવાની પણ આવશ્યકતા ફરજની પેઠેજ સમજવાની છે. શરીરથી બધા જૂદા છીએજ એ તો ઉઘાડી આંખે પણ દેખાય છે તે સમજાયલી અને ચોખ્ખી દેખાતી વાતને જૂઠી પાડી બધાં શરીરો એકઠાં કરવામાં અર્થ નથી, પણ મન એકઠાં કરો એટલે શરીરો કામ પુરતાં એકઠાં ગુલામોની પેઠે થશે. મન એકઠાં કરો એટલે એક હાકજ પુરતી થઇ પડશે. અરે કચરામાં પડેલી પાવલી ઘણી વહાલી હોય પણ તે કચરામાં છે ત્યાં સુધી તો ગજવામાં મૂકવા જેવી નથીજ; તે જો શુદ્ધ થવાને પાત્ર હોય તો શુદ્ધ કરી પછી ગજવામાં મૂકવી જોઇએ. પણ

માણસના શરીર જેવી શિઘ્રવિકારગ્રાહી રૂધિર માંસાદિની વસ્તુઓ ઘણા લાંબા કાળથી મલિનતામાં પડેલી હોય તો તેને ભેટી પડતાં પેહેલાં પાંચસો વખત વિચાર કરવોજ જોઇએ. મનના વિલક્ષણ બળને વિસારી કેવળ શારીરિક સંસર્ગમાં સુખ માનવું એ સુખ નહીં પણ દુઃખ છે. શરીરથી કરેલું એ કરેલું નથી. મનથી કરેલું તેજ કરેલું છે. મારા હાથમાંનો પાણીનો ઘડો બીજાના શરીરનો અકસ્માત આઘાત થવાથી ફુટી જાય તે વાત હું ચલાવી લઉં અને દરગુજર કરૂં, પણ જો બુદ્ધિપૂર્વક એ કામ થયું હોય તો પછી મારે તે બીજા પુરૂષથી સંભાળ લેવાની શરૂઆત કરવીજ પડે. આ ઉપરથી જણાશે કે શરીરના અપરાધ કરતાં મનના અપરાધ વધારે શિક્ષાને પાત્ર હોય છે. પિનલકોડ નામથી જાણીતા ફોજદારી કાયદાની શરૂઆતની ૫૦ કે ૬૦ કલમો વાંચ્યાથી આ વાતની ખાત્રી થશે. સર્વ ઠેકાણે મન ઉપરજ વધારે ભાર મૂકવામાં આવેલો છે અને આપણા આર્યગ્રંથો શારીરિક વિષયો કરતાં માનસિક વિષયો ઉપરજ હમેશ વધારે વજનદાર વિવેચન કરતા આવ્યા છે. માટેજ મનથી સર્વરીતે સમાન દૃષ્ટિ રાખવાનો શ્રીકૃષ્ણનો ઉપદેશ છે; શરીરથી નહીં. વસિષ્ઠઋષિ રામને કહેછે કે—

**मनसैव कृतं राम न शरीरकृतं कृतम्**

" હેરામ ! મનથી કરેલું એજ ખરૂં કરેલું છે, શરીરથી કરેલું એ ખરૂં કરેલું નથી." સમાન દૃષ્ટિનો સ્પષ્ટ અર્થ એજ છે કે સર્વના હિતમાં કોઇપણ રીતની ભેદ બુદ્ધિ વગર જાણે પોતાનું હિત કરતા હોઇએ એમ સમજીને સર્વદા વર્તન રાખવું. વળી બીજી રીતે તપાસો. મુસલમાન

ભાઇઓમાં જમણ વખતે એક ટાટમાં બેશી જમવાનો ચાલછે. તેમ છતાં પણ તેમનામાં એકજ પાત્રમાં જમનારાઓ પરસ્પર પિત્રાઇવટું ચલાવતા અનેકવાર જાણવામાં આવ્યાછે. એક પાત્રમાં જમ્યા કરતાં એક આત્મભાવથી રહેવામાંજ વધારે ખૂબિ છે. શરીરના મેળાપો કરતાં મનના મેળાપોજ અસરકારક હોય છે. શરીરના મેળાપો ક્ષુદ્રતા અને પાપનો સંબંધ કરાવનાર હોવાનો ભય રહેછે જ્યારે મનના મેળાપો સદ્‌ભાગ્યના યોગે કોઇવાર સન્માર્ગે ચઢાવી દેછે. જો હિંદુ કહેવું હોય તો સમાન દૃષ્ટિને શરીર ઉપરથી ઉપાડી લઇ મન ઉપર મૂકો એવી શિખામણ મારા સર્વ મિત્રોએ પોતાના મિત્રોને આપવી.

## પાળવા જેવી સૂક્ષ્મ બાબતો.

### પ્રમાદ છોડવાની આવશ્યકતા.

૭૩. આપણા આચાર વિચારો અને જીંદગીનાં નિત્યકર્મો જે ધર્મ છે તે ધર્મનાં બંધનોને તોડી નાખીએ તો તે દિવસથીજ આપણા સર્વોપરિ ધર્મની રોણકદાર અને પ્રૌઢ ઇમારતના પાયામાં કોદાળી પડવા શરૂ થયા એમ સમજવું. ઇમારત પ્રમાદને લીધે જૂની દોદળી થઇ છે, તેમાં પાયા ભણી ઘા શરૂ થયા એટલે એ ઇમારતના અસ્તિત્વની આશા રાખવી ફોકટ છે. જે સનાતન ધર્મના સંરક્ષણને માટે અમારા અનેક પૂર્વજોએ માથાં કપાવ્યાં, જનોઇને ઠેકાણે ડામ વેઠ્યા, દેવમંદિરો ચીરાતાં જોઇને જેમનાં હૃદય ચીરાઇ ગયાં, અસ્પર્શ્ય પાણીનો એક ઘુટડો નહીં પીવા માટે ઘાંટી દબાવા દીધી અને ગમે તેવાં કષ્ટ અને જૂલમ સહન કરવા માટે તત્પરતા

બતાવી, પણ ધર્મની પવિત્ર આજ્ઞાઓ પાળવામાં શિથિળતા ન કરી, તે કોના સ્વાર્થ માટે ? અરે આજે આપણે રાજી ખુશીથી તે પવિત્ર આજ્ઞાઓને ન માનીએ અને ધર્મનાં સર્વ બંધનોને અને નિયમોના પાલનને પ્રમાદથી તજી દઇએ તો આપણે આપણનેજ નુકસાન કરીશું એટલુંજ નહીં પણ ભારતવર્ષની ભાવી પ્રજાને એક ભયંકર સ્થિતિમાં આણવાનું બીજ રોપીશું એમ સમજવું વાજબીજ થશે. મિત્રો ! અત્રે યાદ રાખજો કે ધર્મને માટે ગળાં કપાવનારા અને બીજાં અનેક કષ્ટ વેઠનારા પૂર્વજો હતા તોજ આજ પવિત્ર સનાતન ધર્મનાં દર્શન કરવાનું બની આવે છે. એમ ન થયું હોત તો અને તેજ વખતે પાણીનો એક છાંટોજ પી લીધો હોત તો આજે આપણે હિંદુ નહોતાજ અથવા આજે આપણી આથી પણ વધારે માઠી હાલત થઇ આપણે, નહીં આમાં ને નહીં તેમાં, નહીં ચિતામાં ને નહીં કબરમાં અને નહીં કુરાનમાં ને નહીં પુરાણમાં એવી દુઃખદાયક સ્થિતિમાં લટકી પડત. પણ ઇશ્વરે આપણને બચાવ્યા છે. આચાર પાળવાની શિથિળતાને પ્રમાદે ઊભી કરી છે અને તેથી વિચાર શકિત મોભના છેડા જેવી બનવા માંડી છે. પ્રમાદ શું નહીં કરે તે સમજાતું નથી. ઘણીજ હાનિ પ્રમાદને લીધે થઇ રહી છે; ભારતવર્ષના ધર્મને ગ્રહણ લાગ્યું છે. એક બ્રહ્મચારી લખે છે કેઃ—

"The condition of Indian people is, no doubt, terrible. But what is most terrible is not the material condition, the impoverishment of Indian peoples, and the industrial distress, what is saddest of all and

the root of these ills, is the spiritual and mental disorder or degradation."

"હિંદુસ્તાનના લોકોની સ્થિતિ, શકવગર, ભયંકર છે, પણ જે સૌથી વધારે ભયંકર છે તે દેશની આર્થિક સ્થિતિ નહીં, દેશના લોકનું ગરીબ થઇ જવું નહીં અને તેના ઉદ્યોગોનું ભાગી પડવું નહીં. જે સૌથી વધારે ખેદકારક અને સઘળી ખરાબીઓનું મૂળ છે તે તો ધર્મની અને મનની અવ્યવસ્થા અને પાયમાલી છે." માટે મારા મિત્રોને પ્રાર્થના છે કે આચાર જેવું ધર્મનું અગત્યનું અંગ પાળવામાં અને પળાવવામાં કદી પણ પ્રમાદ કરવો નહીં.

## આપણે આપણા પગ ઉપર પ્રહાર કરીએ છીએ.

૭૪. ચાર્વાક મતના નાસ્તિકો શંકરાચાર્યના વખતસુધી હતા, પણ આચાર્યે તેમનો પરાભવ કર્યા પછી તેઓ જણાયા નથી; અને તેથી આજ સુધી આપણા પોતાનામાંજ પોતાની વિરૂદ્ધ બોલનારા અને વર્તનારા જણાયા નહતા. પણ શરૂઆતમાં કહ્યું છે તેવા ફેરવાયલા સંજોગોએ આપણા પોતાનામાંજ નવા સમાજો પાશ્ચિમાત્ય રીત ઉપર ઊભા થવાનું પરિણામ આણ્યું છે તે ઠીક નથી થયું. લાકડાને કાપવાની કુહાડીનો હાથો લાકડાનોજ બન્યો છે એટલે હવે શી દશા થશે તેના ભયંકર ભણકારા કાનમાં વાગે છે અને માથું ચમકે છે, વચમાં ઘણાએ પુરૂષોએ ધર્મ સિદ્ધાંતોમાં જરા ફેરફાર કરી નવા પંથ ચલાવ્યા. પણ તેઓ કોઇ મૂળ સિદ્ધાંતને ફેરવી નાખતા નહોતા. હાલમાં તો મૂળ સિદ્ધાંતોને ફેરવી નાખવાનું પગલું ખોટી રીતે ભરાયું છે તેથીજ ખેદ થાય છે. આધુનિક

સહજાનંદ સ્વામીએ પણ પાણી અને દૂધ ગાળીને પીવાની આજ્ઞાને નહીં માનનારને પોતાના પંથમાં ગણવાની ના પાડી હતી. તેમના પેહેલાંના શ્રીવલ્લભ આચાર્યજીએ પણ આચાર પળાવવાને અથાગ શ્રમ લીધો હતો. સનાતન હિંદુ ધર્મનું સ્વરૂપ આજસુધી એવા અનુકૂળ પ્રયત્નોથીજ સચવાયું હતું, પણ હવે જે પ્રતિકૂળ પ્રયત્નો પચાશેક વરસથી ચાલુ થયા છે, તે જોઇને નિરાશ થઇ એમજ કહેવું પડે છે કે, ભાવી શું હશે ? શ્રીકૃષ્ણ જેવા જ્ઞાની યોગીશ્વરને આવા નિયમો પાળવાની કે બીજા ધર્મ કાર્યો કરવાની કંઇ આવશ્યકતા નહોતી, કેમ કે તેઓ દ્વંદ્વાતીત હોઇને આગળના અવ્યય પદને પહોંચેલા હતા. તેમ છતાં તેઓ કહેતા હતા કે મારે કંઇ પાળવાની કે કરવાની જરૂર નથી; તોપણ લોક સંગ્રહને માટે મને પાળવા દો; કેમકે હું પાળીશ તો બીજા પાળશે. જે પ્રમાણે દરજ્જાવાળા કરે છે તે પ્રમાણે ઇતર જનો કરે છે. પણ આ નવી સમાજો તો જાણે શ્રીકૃષ્ણના ભેજા કરતાં વધારે ગતિ કરનારાં ભેજા ધરાવતી હોય એમ છાતી ઠોકીને પેલો પાયો ખોદવાનું અને તે જગ્યાએ એંગ્લો ઇન્ડીયન ઢબછબવાળી ધર્મની ઇમારત ઊભી કરવાનું સાહસ કરવા લાગી છે.

## ધર્મમાં બીજાનું અનુકરણ કરવા જેવું નથી.

૭૫. આ નવા સમાજો સ્થાપન કરવાની ઢબજ આધુનિક છે અને તેમાં જે સ્થિતિના ફેરફાર સ્વીકારવામાં આવ્યા છે તે પાશ્ચિમાત્ય ધર્મોની સ્થિતિમાં હિંદુ પ્રજાને મૂકવાનું અને મૂળની સ્થિતિમાંથી છોડાવવાનું કામ ઠીક ચલાવે છે. આર્યાવર્ત્તમાં ધર્મજ એક એવી બાબત છે કે જેમાં બીજાઓનું લેશ માત્ર પણ અનુકરણ કરવાની આવશ્યકતા રહેલી નથી.

વિદ્યા, હુન્નર, ઉદ્યોગ અને વેપારની બાબતમાં આપણે ગમે ત્યાંની પદ્ધતિ અને જ્ઞાન મેળવીએ તો તેમાં હરકત નહીં પણ ધર્મની બાબતમાં બીજાઓનું જોઇ આપણું બગાડવા તત્પર થવું સારૂં નથીજ. આપણે પોતે પોતાની આ સર્વોપરી ધર્મ સ્થિતિને પાલટવા તૈયાર થઇએ તો તે અનેક વૈભવોથી ભરેલા મેહેલને છોડીને ઘાસની ઝુંપડીમાં રહેવાની રમુજને ઇચ્છતા બાલ રાજકુમારની ચેષ્ટા જેવું છે.

## આચાર ન પાળવામાં રહેલી ત્રણ હાનિઓ.

૭૬. ધર્મના નિયમો જે સુખના પાયા ઉપર રચાયા છે તે પાળવામાં પ્રમાદ રાખવાથી ધર્મ અને સુખ બંનેમાં હાનિ થાય છે. એટલે હાથ અને પગ ધોવાની મનુ મહારાજની આજ્ઞા પાળીએ નહીં તો શારીરિક આરોગ્યતાની હાનિ થવા-નીજ; અને શાસ્ત્રની આજ્ઞાનું—હિત બતાવનાર મહાનુભાવ પૂર્વજોમાં મુખ્ય સ્મૃતિકાર મનુની આજ્ઞાનું-ઉલ્લંઘન એ અપરાધ પણ છે. આ આરોગ્યતાની હાનિ અને અપરાધની ઉત્પત્તિ ઉપરાંત એક ત્રીજું નુકસાન લોકસંગ્રહનું છે. લોક-સંગ્રહના તત્વનો આપણામાં આજકાલ ઘણો અનાદર થાય છે તે પણ હાનિકારક છે. શારીરિક આરોગ્યતાના નિયમના ભંગના ભોગ આપણેજ થઇએ અને ગુરૂવચનઉલ્લંઘનના જવાબદાર પણ આપણેજ; પણ લોકસંગ્રહના તત્વનો અના-દર તો આપણા પછીની પ્રજાઓનું માપી ન શકાય એટલું અણહિત કરે છે, એ વાત એક ક્ષણ પણ વિસારવી જોઇએ નહીં. જે ભારતવર્ષની ઉન્નતિ માટે આપણા આટલા બધા પ્રયત્નો છે તે ભારતવર્ષની ભાવી પ્રજામાટે કાળજીપૂર્વક

પાળવા ઘટતા લોકસંગ્રહના તત્વનો અનાદર કરીએ તો બીજી બાજુએ આપણે કરેલા ઉન્નતિના સર્વ પ્રયત્નો ધૂળ ઉપરના લીંપણ સમાન છે. મારા મિત્રોને તેટલા માટે મારી પ્રાર્થના છે કે જમતી વખતે નાહ્વાની આવશ્યકતા, પ્રથમ થોડીવાર પહેલાં નાહ્યાને લીધે ન લાગે તો એકલા હાથ પગ ધોઇને બેસવું; અને તે નિયમ તમે હમેશ પાળો છો ને ગમે તેવી આપત્તિમાં પણ હાથ પગ ધોવાનું ચૂકતા નથી એ વાત તમારા બીજા ભાઇઓના અને પુત્ર પુત્રીઓના જોવામાં આણવાનું ચૂકશો નહીં. તરત ધોયેલા હાથ પગ તેમણે દીઠા ન હોય તો તેમને બતાવવાને ફરીથી ધોજો અથવા તેમ કર્યાનું તેમને કોઇ બીજા મિત્રથી કહી સંભળાવી આ પવિત્ર આચરણ તેમના હૃદયમાં દઢ કરજો. લોકસંગ્રહનું આ ત્રીજું નુકસાન પહેલાં બે નુકસાનો કરતાં જરા પણ ઓછું નહીં પણ ઉલટું વધારે હાનિકારક છે.

## નૈસર્ગિક આજ્ઞાપાલન ગુણની પરીક્ષા.

૭૭. જે લોકો પોતાને સેવ્યસેવક ધર્મથી કે પુત્રના પિતા પ્રત્યેના ધર્મથી પોતાને આજ્ઞાધારકમાં ખપાવતા હોય કે બતાવતા હોય તેઓ જો પોતાના વડિલોના વડિલો સ્મૃતિકારોનાં હિતકારક વચનોનો અનાદર કરતા હોય તો તેઓ આજ્ઞાધારકપણાનો કેવળ ડોળ કરે છે અને તેઓ નૈસર્ગિક તેવા નથી એમ સમજવું. વ્યાવહારિક રીતિએ પોતાની લાભ હાનિ લોકમાં જેના હાથમાં જણાય તેની પાસે તો એક ગુમાસ્તા કે પટાવાળાથી માંડીને મુખ્ય મુનિમ કે દિવાન સુધીના શખસો પોતાને સીધા અને સારાજ બતાવે એમાં કંઇ નવું જાણવાનું નથી; પણ કુદરતી સારા અને સીધા તે બધાએ

હોતા નથી. ભવિષ્યમાં થનારી પ્રજાઓની પ્રજાઓ માટે જે પિતામહના પિતામહોએ હિતકારક આજ્ઞાઓ કરી છે તેનું પાલન કરવામાં જેઓ પ્રમાદી છે તેઓ નૈસર્ગિક આજ્ઞાધારકો નથી, પણ કેવળ પોતાના તાટનીજ તદબીર સંભાળનારા છે એમ સમજશો તો તમે ઠગાશો નહીંજ.

## પશ્ચિમનો ગુરૂ પૂર્વ છે.

૭૮. ભારતવર્ષનો સનાતન ધર્મ એવો સિદ્ધ છે કે તેમાં કોઇ પ્રકારનો ફેરફાર કરવાનો પ્રાચીન કાળથીજ બાકી રહેલો નથી. દીર્ઘ દૃષ્ટિ કહો કે ઇશ્વર દૃષ્ટિ કહો પણ એવી કોઇ બળવાન દૃષ્ટિએ વેદદ્વારા સંપૂર્ણ ધર્મ રચના એવી કરી છે કે તેમાં સુધારાની જગ્યાજ નથી. આપણા ધર્મની આ ગહનતા પાશ્ચિમાત્ય દેશોમાંના કોઇ કોઇ ખંતીલા પુરૂષોએ જોઇ છે. ગયા નવેંબર માસમાં લંડનમાં ભરાયલા લીસીયન કલબના મેળાવડામાં તેનાં પ્રમુખ મીસીસ લીએ કહ્યું હતું કે "The West had much to learn from the East especially in spiritual matters, and the circle was ready to hear, to consider and to weigh the religious beliefs of the others." "પૂર્વપાસેથી પશ્ચિમે ઘણું શીખવાનું છે અને તેમાં મુખ્યત્વે ધર્મ સંબંધી બાબતો છે; અને આ મંડળ બીજાના ધર્મના સિદ્ધાંતો સાંભળવાને, તેમનું મનન કરવાને અને તેમની તુલના કરવાને તૈયાર છે." બ્રહ્મીભૂત સ્વામિ વિવેકાનંદે એકવાર કહ્યું છે કે "The East must come to the West, not as a sycophant not as a servant, but as Guru and teacher." "પૂર્વેજ પશ્ચિમ તરફ જવું જોઇએ; તે

એક ખુશામતીયા તરીકે નહીં, નોકર તરીકે નહીં પણ ગુરૂ અને શિક્ષક તરીકે. "

## સમાજો ન સ્થાપતાં ધર્મને ગતિ આપો.

૭૯. આવાં બીજાં અનેક મત જોનારથી જોવાશેજ. એ સર્વ ઉપરથી એમજ સમજવાનું છે કે આપણા સનાતન ધર્મનાં ખરાં બંધનોએજ આપણને ઈશ્વરની વધારે નજીક આણેલા છે. કૃષ્ણ અને રામ જેવા યોગી મહાત્માઓએ હાલની સમાજો જેવી કોઈ સંસ્થાઓ સ્થાપી નથી. સ્થાપવી હોત તો તેમની યોગનિપુણતાએ તેમનામાં હજારો ચમત્કારનું સામર્થ્ય મૂક્યું હતું કે તે વડે આખા જગતને તેઓ જેમ ઝૂકાવવા ધારત તેમ ઝૂકાવી શકત. પણ તેમ ન કરતાં તેમણે સનાતન ધર્મ વ્યવસ્થાને દૃઢ કરવામાંજ માત્ર કર્તવ્ય માન્યું હતું, એજ તેમના અતિ ઉદાર અંતઃકરણના પુરાવા છે. હિત શામાં છે અને ખરૂં શું છે તે તેમણે તપાસ્યું હતું. સ્પર્શ્યાસ્પર્શ્યના દોષો તે વખતે ઘણા ઉત્તમ રીતે પળાતા હતા. તે પાલન કર્તવ્ય કર્મોમાં અને રોજગાર ધંધામાં જરા વિલંબ કરાવેછે એમ.તેઓ આંખે જોતા હતા અને મનમાં વિચારતા હતા પણ આચાર વિચારના અંગવાળા ધર્મની આવશ્યકતા અને જે ખરૂં પાળવાનું છે તેજ પળાય છે એમ જાણીનેજ તેમણે તે વિરૂદ્ધ એક અક્ષર પણ કાઢ્યો નથી. બુટ મોજાં અને મ્હોંમાં ચીરૂટ ઘાલીને ઊંચા વર્ગની ગાડીમાં મુસાફરી કરતા હાલના ભગવાં વસ્ત્રને લજાવનારા સંન્યાસીઓ કરતાં તેમનાં મસ્તકો કરોડો ગણાં ઊંચા તત્વને ધરાવતાં હતાં. એક કૃત-રાએ રસ્તામાં માથું ધુણાવ્યાથી એક સ્નાન કરીને આવતા

સંન્યાસીને છાંટા ઉડયા. સંન્યાસીએ ક્રોધ કરીને કૂતરાને લાકડીથી માર્યો. આ વાતની ફરિયાદ રામચંદ્ર પાસે થઇ ત્યારે તેમણે સંન્યાસીને તેના આશ્રમને યોગ્ય શિક્ષા કરી પણ તે વખતે એમ નથી કહ્યું કે એવા છાંટા પાળવાની શી જરૂર હતી ? તેમણે એટલુંજ કહ્યું કે કૂતરાઓ રસ્તામાં વસે છે અને માથું ધુણાવવાની તેમને કુદરતી ટેવ હોય છે, તે પ્રમાણે તેણે માથું ધુણાવ્યું અને છાંટા ઉડયા તેમાં કૂતરાનો વાંક નહોતો, તેથી તેને મારવો ઘટતો નહોતો. કહેવાની મતલબ એટલીજ છે કે રામ અને કૃષ્ણ જેવાએ આચાર ધર્મ વિરૂદ્ધ એક અક્ષર પણ કાઢયો નથી. તેમણે તો વર્ણાશ્રમ ધર્મોનું બંધારણ દૃઢ થાય અને સનાતન ધર્મો સંપૂર્ણપણે પળાય એજ ઉપાય હમેશ કર્યા છે. માટે સઘળા પ્રકારનાં નુકસાનો ખમવાને તૈયાર થવું પણ આપણા આચાર વિચારને શિથિલ થવા દેવા નહીં એજ ખરી આર્યતા છે.

## શાસ્ત્રની ગહનતા.

૮૦. ઉપર ઉપરથી ખોટું જણાય એટલુંજ ખોટું હોતું નથી પણ બીજું નહીં જણાતું હોય એવું પણ ખોટું હોય છેજ. ઉપર ઉપરના ખોટામાંથી પોતે બચવું અને બીજાને બચાવવા તેની સાથેજ નહીં જણાઇ આવતા પણ ખરી રીતે હોનારા ખોટામાંથી પોતે બચવું અને બીજાને બચાવવા એજ આર્ય નિયમોની અથવા શાસ્ત્રની ગહનતા છે. સાપને પાસે આવતો જોઇને ખસવાનું કહેનારા મિત્ર કરતાં સાપના દર પાસેથી દૂર ખસીને ઉભા રહેવાનું કહેનાર મિત્રજ વધારે કાળજીવાળો ગણાય છે. એ પ્રમાણે ઉઘાડા દેખાતા ભય કરતાં ઉઘાડા નહીં દેખાતા ભયમાંથી બચવાના માર્ગ

બતાવનારા વધારે ઊંચી કોટિમાં આવેછે. આંખે નહીં જણાતા પણ અવશ્ય હોનારા સ્પર્શજન્ય દોષોને દૂર રાખવાના નિયમો પાળવા અને પળાવવા એમાંજ ખરું ડહાપણુ, ચાતુર્ય અને પરમાર્થ છે.

## દોષગ્રાહીપણાનો વિચાર.

૮૧. એક ખોટું કામ અનેક ખોટાં કામની પરંપરાને ઉત્પન્ન કરે છે. એક આચાર શુદ્ધિ ઓછી થાય તો બીજાં અનેક નુકસાનો તેમાંથી ઉત્પન્ન થાય એ તો ઠરેલો નિયમજ છે. આજે હાથ ન ધોયા તો કાલે પગ નહીં ધોવાય, એમ ચાલતી અશુદ્ધિની પરંપરા કયાં જઇને અટકે તેનોજ ખ્યાલ મારા સુજ્ઞ મિત્રોએ કરવો જોઇએ. આમ વધારે અશુદ્ધિની પરંપરાથી પ્રજાને બચાવવાને માટેજ ઝીણી અશુદ્ધિઓથી આરંભ કર્યો છે, એમ પણ નહીં સમજવું, કેમકે ઝીણી અશુદ્ધિઓ એજ બીજ રૂપે મોટી અશુદ્ધિઓ છે અને તે પણ ખરાબી કરે છે માટેજ પાળવાની આવશ્યકતા છે. આ પ્રમાણે ખોટાં કામોની પરંપરાને અટકાવવાની રીતિઓમાં જે બંધી કરી છે અને છુટ રાખી નથી તે બંધી કાઢી નાખવામાં આવે અને છૂટ રાખવામાં આવે તો પાણીનું એક તરંગ જેમ બીજાં અનેક તરંગોને ઉત્પન્ન કરે છે અથવા એકનું હસવું અને રોવું જેમ બીજા અનેકને હસાવે છે અને ગળગળા કરે છે તેમ સર્વત્ર ખોટી વાસનાઓ પ્રાધાન્યપણે પ્રવર્તે, વાતાવરણ અનેક પ્રકારના ઉપદ્રવોવાળું બને અને જે આપણી મનોરથ સૃષ્ટિ છે તેમાં ચૂકવાનું પરિણામ આવી છેવટની પ્રાપ્તિમાં અધોગતિજ હાથમાં આવે. આ વાર્તા સર્વ કુશળ મહાત્માઓ જાણતા હતા. આનો એક

આધુનિક જેવો દાખલો જુઓ. સહજાનંદ સ્વામી આજથી પોણોસો વર્ષ ઉપર હતા. તેઓ પોતાના પંથના લોકોને આચાર શુદ્ધિનો વિષય ઘણોજ સમજાવતા હતા. પોતાના પંથના બ્રહ્મચારીઓને શિખામણ આપતાં તેમણે કહ્યું હતું કે સ્ત્રીઓનો કોઇ પ્રકારે સંસર્ગ રાખવો નહીં. શરીરથી સ્પર્શ થશે તો સ્નાન અને ઉપવાસથી દોષમાંથી છુટશો પણ સ્ત્રીઓનું મનથી જરા પણ ચિંતન કરશો તો તમે જરૂર પતિત થશો; માટે અષ્ટ પ્રકારે તમારે સ્ત્રીઓનો ત્યાગ કરવો, એ બ્રહ્મચારીનો પ્રથમ ધર્મ છે. સ્ત્રીઓ જે સ્થાનમાં એકત્ર થઇ હોય તે સ્થાનમાં તો જવું નહીંજ, પણ તે સ્થાન તે સ્ત્રીઓ છોડી ગયા પછી પણ ત્યાં જવાની જરૂર પડે તો વચમાં થોડો વખત વ્યતિત થવા દઇ પછી જવું. મિત્રો ! સહજાનંદનાં આ વચનો ગહનતાથી ભરેલાં છે. આપણા સનાતન ધર્મમાં પણ આ પ્રમાણે વિશેષ રીતે બ્રહ્મચારીના ધર્મો કહેલાછે. એકજ ચીજ એકજ જગ્યાએથી ઉપડી ગયા પછી પણ કેટલાક કાળ સુધી સંસર્ગદૂષિત પરમાણુઓ તે જગ્યાએ રહે-છેજ અને તે શારીરિક વિકારોને ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે ઝીણી નજરે જોનારજ તેવા વિકારોમાંથી બચવા ને બચાવવા પામે છે. મરકીના દૂષિત જંતુઓથી વ્યાપ્ત થયેલું ઘર જેમ ધૂણી અને ધોળાવવા વિગેરેથી સ્વચ્છ થયા પછી જેમ રહેવા લાયક થાય છે તેમ આ સર્વ બાબતમાં સમજવાની આવશ્યકતા છે. મોટામાં મોટી બાબત બનવાથી જેવાં લાભ હાનિ થાય છે તેવાંજ લાભ અને હાનિ નાનામાં નાની બાબત બન્યાથી પણ થાય છે. ભલે તે લાભ હાનિ નાનાં મોટાં પ્રમાણમાં થતાં હોય પણ મોટામાં થાય છે અને નાનામાં નહીં એવી અસંગત વાતો કરવામાં કંઇ અર્થજ નથી. મોટામાં માલમ

પડે માટે ખરૂં અને નાનામાં માલમ નહીં પડે માટે નહીં એવો સુબુદ્ધિનો નિર્ણય હોતો નથી. સૂક્ષ્મ જંતુઓ દોષવાળાં થતાં હોય અને માણસ જેવાં સ્થૂળ પ્રાણીઓમાં દોષ ન રહેતો હોય એવા પણ પુરાવા નથી. ઊંદર જેવાં સૂક્ષ્મ જંતુ દોષથી વેહેલાં પકડાય અને માણસ જેવાં મોટાં પ્રાણી મોડાં પકડાય એ પણ બરોબર નથી કેમકે ઊંદર નાનાં પ્રાણી હોવાથી તેમનામાં પેઠેલો વિકાર વહેલો માલમ પડી આવે છે અને માણસ મોટાં સ્થૂળ પ્રાણી હોવાથી વિકાર મોડો માલમ પડે છે. વિકાર બીજાને આપવો અને બીજા તરફથી વિકાર લેવો એમાં કંઇ વિશેષ રીતનો ફરક જણાયો નથી. રોગી કે નિરોગી, આળસુ કે ઉદ્યોગી, ટુંકાં મનવાળા કે મોટાં મનવાળા સર્વનાં વિકારી પરમાણુંઓ તે માણસનો સંસર્ગ દૂર રહ્યા પછી કેટલોક વખત રહેવા પામે છે એ નક્કી છે. બીજા તરફ બીડી કે ચલમનો ધૂમાડો જવા દેવો તે પણ બીજાને ખરાબી આપવાની બરાબર છે. આળસુ, વ્યસની, પક્ષપાતી, છોકરીના પૈસા લેનાર, દ્વેષી અને પાપ બુદ્ધિવાળાઓની સંગતિ તો દુઃખનું કારણ થાય છેજ પણ તેમના ઘરનું અનાજ પણ અનેક દોષનું આપનારૂં છે. અંત્યજોના શરીરનું જમાનાઓથી થયેલું બંધારણ જેમ અસ્પર્શ્ય છે તેમ આ પાપી લોકોનાં મન એટલાં બધાં ખરાબ હોય છે કે તેમની સાથે કામ જેટલીજ વાત કરી ખસવામાંજ સારૂં છે; તેમની સાથે વધારે સહવાસ કામનો નથી. વધારે સહવાસથી તેમના મનના મલિન વિચારોનો સંસર્ગ થઇ હાનિ થાય છે. સુરાપાનાદિ પાંચ મહા પાપોના કરનારને અને તેમનો સંસર્ગ રાખનારને પણ નહીં અડકવાનું આપણા શાસ્ત્રમાં કહેલું છે તે તેટલાજ માટે. તેથી ઉલટું સજ્જનો-

ની સંગતિ ચાહીને કરવાનું કહેવામાં આવ્યું છે તે પણ હિતને માટેજ.

सद्भिर्मनुष्यैः सह संप्रयोगः ।
षड् जीवलोकस्य सुखानि राजन् ॥

" હે રાજા, સારા મનુષ્યોની સાથે સહવાસ વિગેરે છ બાબતો આ જીવ લોકનાં સુખો છે." આવા સજ્જનોનો સહવાસ શોધીને લેવો પણ દુર્જનનો સહવાસ થયો હોય તો થોડો વખત સૂર્યના તાપમાં પણ ઊભા રહીને દોષનું નિવારણ કરવું.

## અન્નના દોષ પણ પાળવા જેવા છે.

૮૨. ઉદ્યોગી, સમાન દૃષ્ટિવાળા, નિરોગી અને સરલ સ્વભાવના પવિત્ર પુરૂષોના સંબંધમાં આવવું એ તો એક નસીબદારી છે. ઉદ્ધવ અને અર્જુનને નસીબદાર એટલા માટેજ કહીએ છીએ કે તેઓ કૃષ્ણ જેવાના મિત્ર થવા પામ્યા હતા. હનુમાનના જેવો બુદ્ધિમાન કોઇ પૃથ્વીપર થયો કહેવાતો નથી. તેમને માટે અને તેમની બુદ્ધિને માટે અનેક ઋષિઓ કહે છે કે **बुद्धिमतां वरिष्ठम्** તેઓ બુદ્ધિમાનોમાં અગ્રગણ્ય છે. આ હનુમાન કેવળ સ્વાર્થ રહિત થઇને રામની સંગતિ કેમ ઇચ્છતા હતા, તેનો વિચાર કરો. ખરી નસીબદારી તો એજ છે કે સજ્જનોની અને મહાત્માઓની સંગતિ મળે. માણસનું કુદરતી વલણજ એવું છે કે તે અનુકૂળ સંગતિને શોધી લે, પણ જેમનાં હૃદય દોષથી ભરેલાં હોય તેઓને સજ્જનની સંગતિ મળતી હોય પણ પરવડતી નથી, માટે સંભાળ રાખવાની જરૂર રહે છે. દ્રૌપદીનાં વસ્ત્રહરણ વખતે

ભીષ્મ સભામાં બેઠા હતા પણ મૌન ધારી કંઇ પણ બોલ્યા નહતા, એ વાત દ્રૌપદીને યાદ હતી. ઘાયલ થઇ ભીષ્મ બાણશૈયા ઉપર સૂતા હતા ત્યારે આ વાતનો ખુલાસો પૂછવામાં આવતાં તેમણે જણાવ્યું હતું કે પાપી દુર્યોધનનું અન્ન મારા પેટમાં તે વખતે હતું તેથી મારાથી, મને ખોટું લાગતું હતું છતાં પણ, કંઇ કરી શકાયું નહોતું. આ વાત મહાભારતમાં છે. તેમાંજ બીજા અનેક દાખલા છે. સોનીએ સોનું ચોરી બ્રાહ્મણને તે વડે ભોજન કરાવ્યાના પરિણામમાં બ્રાહ્મણની બુદ્ધિમાં કેવા વિકાર ઉત્પન્ન થવા પામ્યા હતા તે વાત પણ તેમાં છે. પણ એવા દાખલા અત્રે બતાવવાનું વાજબી ધાર્યું નથી, કેમકે સુજ્ઞ જનોને સિદ્ધાંત સમજાવવામાં દૃષ્ટાંતોની બહુધા આવશ્યકતા રહેતી નથી.

## શારીરિક અને માનસિક પવિત્રતાનો સંબંધ.

અનેક બૂરા કામમાં માણસ પ્રવૃત્ત થાય ત્યારે બુદ્ધિ તો સૂચવેછે કે આ કામ ખોટું છે અને તેથી દૂર રહેવું સારૂં છે પણ માણસના અંતઃકરણની અપવિત્રતા તે વખતે પ્રમાદને ઉત્પન્ન કરી બુદ્ધિની અવગણના કરીને માણસને પતિત બનાવેછે. આ માટે અંતઃકરણની શુદ્ધિની ઘણી આવશ્યકતા છે. અંતઃકરણ શુદ્ધ હોય તો માણસ અણીની વખતે પતિત થતો બચવા પામે છે. આ અંતઃકરણની પવિત્રતા શારીરિક પવિત્રતા સાથે ગાઢો સંબંધ ધરાવેછે. શારીરિક પવિત્રતા જેટલી ઓછી સચવાય તેટલી મનની પવિત્રતા ઓછી રહેછે. પવિત્રતા શરીરની ન સંભાળવી અને અંતઃકરણની સંભાળવી એમ માનનારો શરીર મનના સંબંધનો

અજાણ્યો છે એમ સમજવું. શારીરિક પવિત્રતા સાથે અંતઃકરણની પવિત્રતા વધી હોય તો તેનું બળ ઘણું ભારે થાયછે. દૂરની હકીકતો તે હૃદયમાં વિદિત થાય છે. બીજાના વિચાર તે સમજી શકેછે અને ઉત્તરોત્તર ઈશ્વરના જેટલી શક્તિઓ તે ધારણ કરવાને સમર્થ થાય છે. વિશ્વામિત્ર બ્રહ્મદેવની પેઠે નવી સૃષ્ટિ કરવાને સમર્થ થયા હતા એ વાત સત્યપરાયણ મહાત્માઓએ અસત્ય જણાવી નથી. શારીરિક પવિત્રતાના નિયમો ડહાપણભરેલી રીતે પૂર્ણપણે પાળી તમે અંતઃકરણને પવિત્ર બનાવતા રહો તો તમને પોતાનેજ અનેક ચમત્કારો થતા રહેશે. એ ઊંચી સ્થિતિ તમારાથી દૂર નથી પણ આપણેજ જો તે સ્થિતિને દૂર રાખીએ તો તે દૂરજ રહે છે. લાભ હાનિ તો પ્રારબ્ધ પ્રમાણે અથવા ઇશ્વરની ઇચ્છા પ્રમાણેજ થવાનાં, પણ પુરૂષાર્થના યોગે આપણે ઊંચી સ્થિતિનો મનથી અનુભવ કરી શકીશું અને પાછળની સ્થિતિ સુધારી શકીશું એમાં સંશય નથી. કોઇ પણ રીતે પવિત્રતા મેળવવાથીજ અંતઃકરણ ઊંચી સ્થિતિને પામતું જશે.

## ઋષિજનોના આશ્રમોની અસર.

૮૪ સંન્યાસીઓના અને પવિત્ર ઋષિ જેવા મહાત્માઓના આશ્રમોનો પવિત્ર અંતઃકરણ વડે એકવાર અનુભવ લેવાથી ખાત્રી થશે કે તેમના આશ્રમો કેટલી અસર ઉપજાવે છે. સંન્યાસીનાં દર્શન વિષ્ણુદર્શન તુલ્ય આપણા શાસ્ત્રમાં કહ્યાં છે. મહાન આચાર્યોના આશ્રમો પણ આવાજ અસરકારક હોય છે. સત્વગુણમય પરમાણુઓ ત્યાં વિસ્તરી રહ્યાં હોય છે, અમૃતનો વરસાદ જાણે ત્યાં વરસતો હોય છે, મૃત્યુ લોકમાંથી નીકળીને

જાણે બીજા કોઇ પવિત્ર લોકમાં ગયા હોઇએ એવું ત્યાં લાગે છે અને અનેક આપત્તિઓમાંથી છુટીને જાણે કલ્પદ્રુમ તળે આવ્યા હોઇએ એવું જણાય છે. આનું કારણ બીજું કંઇ નહીં પણ તે પવિત્ર મહાત્માઓના નિવાસનાં સ્થાનોનાં વાતાવરણ સત્વ-મય પરમાણુઓથી અમૃતમય બનેલાં હોય છે. પવિત્ર અંતઃ-કરણો તેનો અનુભવ સારી રીતે કરી શકે છે. પવિત્ર અને આરોગ્ય શરીર જેમ બળવૃદ્ધિને પાત્ર થાય છે તેમ પાપ-રહિત પવિત્ર મન પણ બળવૃદ્ધિને પામે છે અને પરિણામ ઈશ્વર પ્રાપ્તિનું આવે છે. આ વેહેમની વાતો નથી પણ ખરી વાતો છે. ઝીણી વાતોને વેહેમમાં ગણી કાઢવાની ભૂલ ઘણાઓ કરે છે, પણ તેથી તો ઝીણી વાતો જોઇ શકવાની અશકિતજ માત્ર પ્રસિદ્ધ થાય છે. મહાત્માઓના પવિત્ર આશ્રમો ક્રૂર અને ઝેરી પ્રાણીઓનાં મન ફેરવી નાખે છે તો પછી માણસને અસરકારક નીવડે એમાં શું વિશેષ છે ? ધ્યાનાવસ્થિત મુનિ-જનોના માથા ઉપર ચકલાંઓ નિર્ભયપણે આવીને બેસેછે. તેમના ઊશીકા તળે સાપ ગુંછળું વળીને પડયો રહે છે. તેમના આશ્રમ પાસે એક બાજુએ વાઘ અને બીજી બાજુએ વરૂ અને એક બાજુએ સર્પ અને બીજી બાજુએ મયૂર એમ નિર્વૈર થઇને બેશી જાય છે એ વાત અજાણી નથીજ. દુષ્યન્ત રાજા કહે છે કે **पुण्याश्रमदर्शनेन तावदात्मानं पुनीमहे ।** **सूत, अकथितोऽपि ज्ञायत एव यथायमाश्रमाभोगस्तपोवनस्येति** " પુણ્યાશ્રમનાં દર્શન વડે ચાલો આપણે પોતાને પાવન કરીએ. સૂત, વગર કહ્યે પણ જણાય છે કે આ તપસ્વીઓના આશ્રમવાળું તપોવન છે. " અહીં દુષ્યન્તને વગર કહ્યે તપોવન માલમ પડેછે, તો તપોવનમાંના આશ્ર-મમાં મહાત્માઓના સંસર્ગજન્ય પરિણામો વિચક્ષણોને

11

કેમ ન જણાય ? દિવાના બનેલા હાથીએ પણ આપણા શેહેરમાં એક પુરૂષને કંઇ ઇજા કરી નહોતી એ વાત પણ આ વાતને પુષ્ટિ આપે છે. હાલ સુધી આ પ્રમાણે બન્યાજ કરેછે, પણ તે આપણા જોવા જાણવામાં લેવાની આપણે દરકારજ ઓછી રાખીએ છીએ. શરીરની ઊંચામાં ઊંચી પવિત્રતા વગર અંતઃકરણની પવિત્રતા જોવામાં આવતી હોય તો તે માત્ર સદ્‌ગુણો જેટલુંજ કાર્ય કરેછે. ઈશ્વરત્વ પ્રાપ્તિનું કાર્ય તેથી જોઇએ તેવું સારૂં થતું નથી. આપણા ક્ષત્રિઓ જો શારીરિક બળ સાથે માનસિક બળ આપણા સાચા ધર્મને અનુસરી રાખવા માંડે તો તેઓ મોટા પરાક્રમી થઈ શકે. આચારના સર્વ સિદ્ધાંતોનું પાલન અને ધર્મબુદ્ધિ એકઠાં થાય તો કોઇ અદ્‌ભુત બળ આપણા ક્ષત્રિગો ધારણ કરીશકે અને તેમના પરાક્રમ આગળ આખી પૃથ્વીના ફીલ્ડ મારશલો ચકિત ભ્રમિત થઇ જાય. તે સ્થિતિ હાલના બગડેલા સંજોગોમાં સહજ ગ્રાહ્ય નથી. તોપણ જે કંઇ છે તેને ગુમાવી નહીં નાખતાં બીજ રૂપે ટકાવી રાખવાનો પ્રયત્ન કરવો એ ઘણુંજ ડહાપણભરેલું છે; અને તે ટકાવી રાખવાનો ઉપાય તે સનાતન આચાર વિચારનું બને તેટલું સંરક્ષણ અને પાલન છે. જો એ વિચાર ગુમાવ્યા તો આપણે સર્વસ્વ ગુમાવ્યું છે એમ સમજવું. વિચારને સાચવીને આચારને છોડવાનું કોઇ સમાજના મિત્રોના કહેવાનો ભાવાર્થ હોય તો તે માન્ય કરશો નહીં. કેમકે આચાર અને વિચારનું પરસ્પરાવલંબન પેલા કબૂતરના જોડા જેવું દૃઢ છે: એક જતાં બીજું જતું રહેશે. આચાર જતાં વિચાર નહીં જીવે અને વિચાર જતાં આચાર ઊભો નહીં રહે. મિત્રો ! સ્થૂળ રીતે દેખાય છે એટલીજ શરીર સંબંધી વાત ખરી અને બીજી ખોટી એ તો મનુષ્યત્વના બહારની વાતો છે.

ન જણાતી વસ્તુને જોવી એમાંજ ઐશ્વર્ય છે અને બુદ્ધિનો સદુપયોગ છે. એવા ઐશ્વર્યપૂર્ણ હિંદના સનાતન આચાર વિચારોની અવગણના કદી પણ ન કરશો. અવગણના કરશો તો આપણને ઘણીજ હાનિ છે. માટે મિત્રો ! ખૂબ સાવચેત રહેજો, અને તમારા કલ્યાણને માટે તથા ભાવી ભારત વર્ષને માટે સનાતન આચાર વિચારો અને સિદ્ધાંતોનું એક વહાલા વૃક્ષની પેઠે પોષણ કરજો, અને તેનાં મૂળમાં જળ સિંચન કરજો. જો ભારતવર્ષને કંઇ ફળની આશા કોઇ દિવસ હોય તો તેમાંજ છે એ વાત પવિત્ર હૃદયમાં લખી રાખજો. જ્ઞાનપ્રાપ્તિ જે અંતઃકરણની શુદ્ધિથી બને છે તે અંતઃકરણની શુદ્ધિને આચારથી અળગી કરવામાં આવે તો ભારતવર્ષનાં મનુષ્યોની સ્થિતિ ઘડીઆળના યંત્ર જેવી જીવતી પણ નિર્જીવ થઇ જશે. ×

---

× એક મેલા કપડા કરતાં એક સ્વચ્છ સફેદ કપડા ઉપર રંગ સારો ચઢે છે તેમ આચાર શુદ્ધિ પાળનારા માણસનું મન જ્ઞાનના પવિત્ર વિચારોને સારી રીતે ગ્રહણ કરે છે. શારીરિક પવિત્રતા ઊંચી કોટિની ન હોય તો માનસિક પવિત્રતા ઊંચા પ્રકારની રહે નહીં. વિદ્યાના બળથી ઊંચા વિચારો મનમાં વસે તે કાગળ ઉપર લખ્યા હોય તે કરતાં વધારે કાર્ય કરી શકે નહીં. એવા કાગળના ઘોડા વાડ કૂદી શકે નહીં તેમ જ્ઞાનની વાતો મોઢે બોલતાં આવડયાથી ખરૂં જ્ઞાન પ્રાપ્ત થઈ શકે નહીં. જ્ઞાન પોતે અતિ પવિત્ર છે. જગદ્‌ગુરૂ શ્રીકૃષ્ણ કહેછે કે नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते આ લોકમાં જ્ઞાનના જેવું પવિત્ર બીજું કંઇ નથી." આવું જે સર્વોત્તમ પવિત્ર જ્ઞાન તે પવિત્ર આચાર વડે પવિત્ર રાખેલા હૃદયમાં સારી રીતે આવી શકે કે ટકી શકે. જ્ઞાનના જેવી પવિત્ર વસ્તુ અનાચારથી અપવિત્ર થયેલા હૃદયમાં આવી રહે, એવો વિજાતીય સંબંધ ઘટી શકતો નથી.

## શરીર અને મનનું પરસ્પરાવલંબન.

### ત્રિગુણાત્મકશક્તિપ્રવાહો.

૮૫. શારીરિક પવિત્રતાનો માનસિક પવિત્રતા સાથે ઘાડો સંબંધ છે. તે પરસ્પરના ટેકાથીજ સારી રીતે ટકી રહેવા પામે છે. મનની અસર તન ઉપર અને તનની અસર મન ઉપર એ વાત નવી શીખવાની નથી. બધા એ વાત સારી રીતે જાણે છે અને અનુભવે છે અને સ્વીકારે છે. શાસ્ત્ર પણ તે વાતજ કહે છે કેઃ—

**शारीराज्जायते व्याधिर्मानसो नात्र संशयः ।**
**मानसाज्जायते चापि शारीर इति निश्चयः ॥**

"શરીરના વ્યાધિમાંથી મનનો વ્યાધિ ઉત્પન્ન થાય છે, એમાં સંશય નથી; અને વળી મનના વ્યાધિમાંથી શરીરનો વ્યાધિ ઉત્પન્ન થાય છે એવો નિશ્ચય છે." આ પ્રમાણે જ્યારે શરીર અને મનનો પરસ્પર ન નિવારણ કરી શકાય એવો સંબંધ છે, ત્યારે આચારધર્મની સંપૂર્ણ આવશ્યકતા સ્વીકાર્યા વિના કેવી રીતે ચાલશે? શરીરને સ્પર્શજન્ય દોષો લાગ્યા એટલે મનને તેની અસર થવાનીજ અને મનને અસર થઇ એટલે જ્ઞાન પ્રાપ્તિ અને ઇશ્વિરત્વ પ્રાપ્ત કરવાના કાર્યમાં વિઘ્ન આવ્યુંજ સમજવું. સંપૂર્ણ માનસિક સ્વચ્છતા આચારના સંપૂર્ણ પાલન વિના પામવી એ બનવા જેવું નથી. મનમાં જરા પણ કલેશ ઉત્પન્ન થાય કે જે બહાર માલમ પડે નહીં, પણ તે ઉત્પન્ન થયો કે તે સાથેજ શરીરનું લોહી બળવા માંડે છે; તે પ્રમાણે ન જણાય એવા સ્પર્શજન્ય દોષો વળગ્યા કે તરત મન તેનું પરિણામ પામેજ છે. હવે આ

વાતમાં બીજું પગલું ભરો. જેમ પોતાના મનની અસર પોતાના શરીર ઉપર થાય છે અને પોતાના શરીરની અસર પોતાના મન ઉપર થાય છે, તેમ પોતાનાં મન અને શરીરની અસર બીજાનાં મન અને શરીર ઉપર અને બીજાનાં મન અને શરીરની અસર પોતાના મન અને શરીર ઉપર થાય છે. જરા અસ્પષ્ટ અને ધીમેથી થાય માટે નથી થતી એમ માનવું-જ નહીં. કોઇ એક અમુક વાત અમુક હદ સુધી જઇને પોતાના શારીરિક કે માનસિક ધર્મો અટકાવે છે એમ સમજવાનું સેહેલું નથી. આપણે જે હદ બાંધીએ તે હમેશ ભૂલ ભરેલી હોય છે. લોહચુંબકનો આકર્ષણનો ગુણ અમુક સંજોગોમાં માલમ પડે છે, માટે તેમાં તે ગુણ છે અને બીજા સંજોગોમાં નથી એમ માનવું ભૂલ ભરેલું છે. કાષ્ટમાં રહેલો અગ્નિ તેનો ગરમીનો ધર્મ નથી ધરાવતો અને ચૂલામાં પ્રકટ થયેલો અગ્નિજ ગરમીનો ધર્મ ધરાવે છે એમ સૂક્ષ્મ બુદ્ધિવાળા પુરૂષો કદી માનેજ નહીં. તેવી રીતે જે ક્રિયા પોતાનામાં થતી સ્વીકારી તે ક્રિયા બીજાનામાં થતી સ્વીકારવી પડે છે, અને એમ બે બાજુ સ્વીકારી એટલે પોતાની અને બીજાની વચ્ચે પણ તે ક્રિયા કે જે કુદરતી છે તે સ્વીકારવીજ પડેછે. આ પિંડ બ્રહ્માંડના નિયમ ઉપરજ ત્રિકાળ સંધ્યાના ત્રણ કાળ ઠરાવવામાં આવેલા છે. કેટલાંક વૃક્ષો એવાં છે કે જે થોડે થોડે અંતરે એક બીજાની પાસે ઉભેલાં છતાં અને તદ્દન જૂદાં વૃક્ષો છતાં તેઓ પરસ્પર અમુક પ્રવાહોની આપ લે કરે છે એમ દૃષ્ટિએ આવે છે અને વિકારોનું પરિણામ પણ થાય છે, તો પછી માણસ માણસના શરીર અને મનના પરસ્પર સંસર્ગનાં કંઇ પરિણામ નથી એમ માનવુંજ મિથ્યા છે. નજરે પડતી વાતો તો સૌ કોઇ માનશે અને પોતાને

સંભાળી લેશે એ વાત પ્રાચીન મહર્ષિઓ જાણતા હતા; અને તે માટે તેઓ ધર્મશાસ્ત્રો લખવાની પ્રવૃત્તિ ન કરે અને નકામી ખટપટમાં તેઓ ન ઉતરે, કેમકે **प्रयोजनं विना मंदोऽपि न प्रवर्तते** તો પછી આવા અગાધ બુદ્ધિવાળાઓ આવી મિથ્યા આજ્ઞાઓ શામાટે કરે ? પણ જે વાત સ્પષ્ટ રીતે નજરે પડતી નથી પણ જે પાળવાની ઘણીજ આવશ્યકતાછે તે વાતોને માટેજ તેમને ધર્મશાસ્ત્રોમાં આટલો શ્રમ લેવાની જરૂર પડી છે અને તે માટેજ શાસ્ત્રો પ્રમાણ છે અને આપણે તે પ્રમાણે ચાલવાને બંધાયલા છીએ એમ માનવામાં આપણે વિલંબ કરવો બરાબર નથી. એવા કોઇ છોડ હોયછે કે જેને માણસના હાથનો સ્પર્શ થતાંજ તેનાં પાંદડાં જે ખીલેલાં હોય છે તેનાં કોકડાં વળી જાય છે. આ છોડવાનો ઇંદ્રિયગ્રામ જાગ્રત અવસ્થામાં ન છતાં આમ કેમ થાય છે, તે લક્ષમાં લેવાનું છે. પગ પૃથ્વી ભણી છે તેથી તેમાંના પ્રવાહ બીજાને થોડી અસર કરેછે. માથું આકાશ ભણી છે તેથી તે તરફના પ્રવાહ અનંત આકાશમાં ચાલ્યા જાયછે; પણ હાથ એ શરીરના એવા અવયવ છે કે તેમના પ્રવાહો, પછી તે સારા હોય કે ખોટા, પણ તે જગતમાં વધારે અસર કરનારા નીવડે છે અને તેમને માટે તેથી વધારે સંભાળ રાખવાની હોય છે. હાથના નિરંતર ચાલતા ગુણમય શકિત પ્રવાહો સઘળે ઠેકાણે અસર ઉપજાવે છે, અને સારા કે ખોટા વિકાર સામી ચીજમાં ઉત્પન્ન કરે છે.

## આચારશુદ્ધિ ગુમાવવા જેવી નથી.

૮૬. અંત્યજ જાતિના અસ્પર્શ્યપણાના વિચારનો પાયો પ્રાચીન કાળથીજ આ પ્રમાણે શારીરિક શુદ્ધિના સબળ

પાયા ઉપર હિંદુસ્તાનમાંજ રચાયલો છે કે જે શારીરિક અબાધ્ય શુદ્ધિ મનશુદ્ધિની મોટામાં મોટી મદદગાર છે. આપણું આખું ઉપાસના કાંડ અને કર્મ કાંડ જે હજારો પુસ્તકોનું બનેલું છે, તે સર્વની ખટપટ અંતઃકરણની ઉંચામાં ઉંચી શુદ્ધિ મેળવવાને, મેળવેલી શુદ્ધિનું સંરક્ષણ કરવાને અને હોય તે શુદ્ધિમાં સુરક્ષિતરીતે વધારો કરવાને માટે છે. મિત્રો ! હજારો પ્રકારના શ્રમ પછી મેળવાયલી ચીજની બાબતમાં કોઇ પ્રકારની ગફલત કરવી ને આપણો અતિ ઉત્તમ આધારરૂપ આચાર ધર્મ ગુમાવવો તે પેલા ત્રણ ધૂર્તની વાર્તામાં કહેલા બકરાને કૂતરો માની ફેંકી દેવાની ભૂલ કરવાની બરાબર છે.

## ત્યાગના ગુણો.

૮૭. વર્ણાશ્રમ ધર્મો હિંદુસ્તાનમાં આચાર વિચારનાં સંપૂર્ણ પાલનની સાથે પાળવામાં આવે અને ખરો પ્રાચીન સનાતન આર્ય ધર્મ જેને રામે અને કૃષ્ણે અનુમોદન આપ્યું છે તે પાળવામાં સર્વ જણા તત્પર થાય તો આપણી ઉન્નતિ આપણા હાથમાં મૂકેલા આમળાની પેઠે સાધ્ય છે, એમાં જરા પણ સંશય રાખશો નહીં. માત્ર આપણે આપણને ઓળખવા જોઇએ. મીસ માર્ગારેટ નોબલ ફકત એક ત્યાગ પાળવાના ફાયદા બતાવતાં જ કહે છે કેઃ—

" Buddha had preached renunciation and in two centuries India had become an Empire. Let her but once more feel the great pulse through all her veins, and

no power on earth would stand before her newly-awakened energy. Only, it would be in her *own* life that she would find life, not in imitation; from her own proper past and environment that she would draw inspiration, not from the foreigner."

"બુદ્ધે ત્યાગનો ઉપદેશ કર્યો હતો અને પછી બે સૈકામાંજ હિંદુસ્તાનમાં મોટી શેહેનશાહત સ્થપાઇ હતી. હિંદુસ્તાનને તેની નસોમાં એક ચોટ લાગવા દો અને પછી જુઓ કે તેની નવી જાગૃત થયેલી ઉત્સાહશક્તિ આગળ પૃથ્વી ઉપરની કોઇ પણ બળવાન પ્રજા ટકી શકશે નહીં. તે પોતાનામાંજ પોતાનું નવું જીવન મેળવશે, બીજાની નકલ કરીને નહીં. તે તેની પ્રાચીનતામાંથી અને તજીકની આસપાસની સંગતવાળી સ્થિતિમાંથી પ્રેરણા મેળવશે; કોઈ પરદેશી તરફથી નહીં." એકલો ત્યાગ કે જે ત્યાગને શ્રી કૃષ્ણે વર્ણવ્યો છે તે ત્યાગ શું કરી શકે એવો છે તે ઉપર બતાવ્યું છે. આ ત્યાગ પૂરો સમજવાને ધર્મશાસ્ત્રોમાં શ્રદ્ધા જોઇએ. ધર્મશાસ્ત્રોમાં શ્રદ્ધા ઓછી હોય તો તેમાં કહેલી વાતો ઉપર વિશ્વાસ આવે નહીં એટલે ખરો ત્યાગ શું છે તે સંપૂર્ણપણે સમજાય નહીં. વાતો કરી શકાય પણ કાર્ય કરી શકાય નહીં. ખરૂં સમજાય તોજ ખરૂં આચરણ સૂઝે, માટે ધર્મશાસ્ત્રોમાં કહેલી સર્વ આજ્ઞાઓનું પાલન શ્રદ્ધાપૂર્વક થવાની ઘણીજ આવશ્યકતા છે. ભગવદ્ગીતા, મનુસ્મૃતિ, રામાયણ અને મહાભારત જે વેદને સંપૂર્ણ અનુસરીને લખાયલાં છે તેનો અભ્યાસ સર્વત્ર પૂર્ણ શ્રદ્ધાથી થવાની ઘણીજ જરૂર છે. એટલું થાય તો તેટલાથીજ ઘણો ફાયદો થશે.

## ગુણમયશક્તિપ્રવાહની અસરનું દૃષ્ટાંત.

૮૮. મહાત્મા જનોના હાથમાંથી વેહેતા ગુણમય શક્તિપ્રવાહો જેટલા ગુણકારી હોયછે તેટલા મલિન જનોના હાથના પ્રવાહો અવગુણ કરનારા હોય છે. આ કારણને લીધેજ સ્પર્શ કરવામાં ઘણી સંભાળ રાખવાની ઠરીછે: પણ ખાવાપીવાની ચીજોમાં તો એટલી બધી સંભાળ રાખવાની જરૂર છે કે તદન સહધર્મી એકજ વર્ણના લોકો શિવાય બીજાના હાથનું ખાવાથી ઘણું નુકસાન થાયછે; કેમકે ખાવાપીવાની ક્રિયામાંજ ઘણી વિધર્મી મલિનતા ઝટ લઇને પેટમાં ઉતરી જાયછે. અંત્યજનો તો શરીરથી કોઇ દિવસ સ્પર્શ થાય નહીં; સ્પર્શ થાય તો નાહીને પવિત્ર થવું જોઇએ: પણ ખાવાપીવામાં તો બ્રાહ્મણે બ્રાહ્મણ શિવાય અને ક્ષત્રિયે ક્ષત્રિય શિવાય બીજાનો સંસર્ગ થાયજ નહીં. આ પ્રમાણે પાળવામાં જેટલી ભૂલ તેટલી હાનિ હમેશ સમજવી. પ્રવાહો કેવા બળવાન હોય છે તેના આપણા શાસ્ત્રમાં સેંકડો દાખલા છે. પણ તે અત્રે મૂકવામાં હાલના સમયમાં વિશેષ ફળ નથી; કેમકે મૃત્યુ પામેલાને જીવતાં કરવાનાં અને પથ્થર થઇ પડેલામાં પ્રાણ સંચાર કરવાનાં મોટાં કાર્યો એ બળવાન પ્રવાહોએ કરેલાં છે, તે જો અત્રે મૂકવામાં આવે તો સર્વ તરફથી તે ઊંચકી લેવામાં આવે એવો હાલનો સમય નથી, તેથી તે વાતો જવા દીધીછે. માત્ર આધુનિક દાખલો આપવોજ ઠીક થશે. બેંગાલવાળા પરમહંસ રામકૃષ્ણનું નામ ઘણાએ સાંભળ્યું હશે. ધર્મ સંબંધી કેટલોક ક્રમ યોગ્ય મુદત પાળી ઐશ્વર્ય સંપન્ન થયા પછી તેઓ એક ધ્નિાયદી જગ્યામાં વસ્તીથી જરા દૂર રહેતા હતા. તે જગ્યાએ તેમના સગાવહાલા અને બીજાઓ વખતો વખત તેમને મળવા આવતા.

પરમહંસને સિદ્ધિયોગની કોઇ સ્થિતિ પ્રાપ્ત થઇ હતી. લોકો તેમનાં દર્શનની ઇચ્છા રાખતા અને પોતાની મૂશ્કેલીઓ તેમને વિદિત કરતા. તેવામાં વિવેકાનંદ નામથી પાછળથી જાણીતા થયેલા પણ તે વખતે કોલેજમાંથી તરત શીખી આવેલા એક છોકરાને તેડીને એક બે પુરૂષ પરમહંસની પાસે આવ્યા અને પાશ્ચિમાત્ય કેળવણીના સંજોગોમાં ઘણીવાર થાય છે તેમ પૂર્ણ નાસ્તિકતાને પામેલા વિવેકાનંદને માટે કહેવા લાગ્યા કે મહાત્મન્! આ છોકરો કેવળ નાસ્તિક થઇ ગયો છે. તેને કશી વાત ઉપર શ્રદ્ધાજ થતી નથી. આવી સ્થિતિમાં આગળ એની શી વલે થશે તે વાતની ફિકર અમને રાત દહાડો રહે છે. માટે આપ અનુગ્રહ કરી એને માટે કંઇ ઉપાય બતાવો. પરમહંસ રામકૃષ્ણે કહ્યું કે એને મારી પાસે એકલો મોકલજો. બીજે દિવસે તેને એકલો મોકલવામાં આવ્યો. પરમહંસે તેના માથા ઉપર હાથ મૂકયો. થોડીવાર મૂકી રાખ્યો અને ઉપાડી લીધો. ઐશ્વર્યસંપન્ન પરમહંસના હાથમાંથી વેહેતા પવિત્ર શકિતવાળા સત્વગુણમય પ્રવાહોનો વિવેકાનંદને મસ્તિકે સ્પર્શ થયો. રજોગુણ ઉપર સત્વગુણ ચઢી બેઠો. એક ખાડામાં ભરાયલા જૂના પાણી ઉપર ગંગાનો પ્રવાહ જેમ વિજય મેળવે તેમ પરમહંસના પ્રવાહમાં વિવેકાનંદના પ્રવાહ નહીં જેવા થઇ રહ્યા. તે ક્ષણથીજ સ્થિતિમાં ફરક પડવા લાગ્યો. વિવેકાનંદ પોતાને રામકૃષ્ણ બનતો જોવા લાગ્યો. એક ક્ષણવારની સંગતિનું પરિણામ ત્યાં મૂર્તિમાન થયું. મિત્રો! વધારે કહેવાનો અવકાશ નથી. પરમહંસ રામકૃષ્ણનો તે એક પરાક્રમી શિષ્ય થઇ ગયો છે. થોડીવારની સંગતિ, થોડો સ્પર્શ અને શકિત પ્રવાહ શું કરે છે તે ઉપરના દૃષ્ટાંતથી

સહજ સમજાશે. આવા દૈવતથી ભરેલા હિંદુશાસ્ત્રોના સિદ્ધાં-તોનું ઉલ્લંઘન કરવાનું કામ અમૃતથી ભરેલા પ્યાલાને ઠોકર મારી ચાલવાની બરાબર છે.

## હાથનું વિકારીપણું.

૮૯. અરે હાથ તો ઘણાજ વિકારને ઉત્પન્ન કરનારા છે. ખાવા પીવાની રાંધેલી ચીજોમાં હાથ ઘાલવાથી તે વહેલી બગડવા માંડે છે માટે તેમાં હાથ ઘાલવાને બદલે ઘણા લોકો કડછી કે ચમચો ઘાલવાની સંભાળ લેછે. આ વાતમાં જરા પણ વેહેમ નથી. હમેશ બનતી તે એક ખરી વાત છે. જે હાથ આવા વિકારી છે, તે હાથે મલિન ધંધાવાળાઓ આપણને ખાવા પીવાની ચીજો આપે અને તે આપણે સ્વીકારીએ તો તેમાં આપણે પોતાને ઘણીજ હાનિ કરીએ છીએ એમ સમજવું. હાલ મલિન ધંધા કરતા ન હોય તેથી તેઓ શુદ્ધ થઇ ગયા એમ સમજવું નહીં. શારીરિક બંધારણ અને શારીરિક પ્રવાહોની જાતને જમાનાઓનો સંબંધ એવો સજ્જડ હોય છે કે તેમાં ધંધો છોડયો કે રાખ્યો એ સવાલ કંઇ પણ મહત્વજ લઇ શકતો નથી. Nestles milk–untouched by hands, એવી જાહેરાતોનું રહસ્ય જોકે ગમે તેમ સમજવામાં આવતું હોય તો પણ તે કોઇ પણ રીતે સાચા રસ્તા ઉપર છે એમ તો કહેવું પડે છે.

## સત્વગુણમય પ્રવાહો.

૯૦. મિત્રો! જરા તત્વ વિચારની દૃષ્ટિએ જોશો તો તમને ખરા ખોટાની પરખ સહેજ થશે. તમે આર્ય છો. પરંપરાથી આચાર વિચારને પાળનાર સુજ્ઞપિતા અને પિતા-

મ્હોના પવિત્ર વંશોમાં આપણે ઉત્પન્ન થયેલા છીએ. આપણે જો થોડો વખત શ્રદ્ધાથી ખરે રસ્તે સંભાળથી ચાલીશું અને તત્વ વિચાર કરતા રહીશું તો ઊંચી સ્થિતિ આપણને દુઃસાધ્ય નથી રહેવાની; માટે ભૂલ્યા હોઇએ ત્યાંથી ફરી ઠેકાણે આવી જવાની આપણે ચાનક રાખવી જોઇએ. ઈશ્વરના મહાન ભકતો, ધર્માર્થે જીવન ગાળનારા આચાર્યો, જ્ઞાન સંપન્ન મહાત્માઓ અને પવિત્ર સંન્યાસીઓની પાસે જતાંજ તેમને દંડવત્ પ્રણામ કરવાની શાસ્ત્રની આજ્ઞા છે અને તે પ્રમાણે વર્તન ઘણે ભાગે સર્વના જાણવા જોવામાં આવે છે. એવા ઐશ્વર્ય સંપન્ન મહાત્માઓના ચરણનો સ્પર્શ કરવામાં ઘણા લોક ઉલટભેર ઉલટે છે; આનું કારણ શું છે તેનો વિચાર કરવાની આવશ્યકતા છે. મનુષ્ય જન્મનું વિચાર એજ વિશેષપણું છે. એવા મહાત્માઓની સ્વત્વશુદ્ધિ ઘણી વધેલી હોય છે અને તેમના શરીરમાંથી શુદ્ધ સત્ત્વમયશક્તિપ્રવાહો પ્રથમ કહ્યું તેમ તેમના મસ્તકમાંથી, ચરણમાંથી અને કરકમળમાંથી વહ્યા જાય છે. મસ્તકના સત્ત્વપ્રવાહો મેળવવાને કેટલાકો ઓવારણાં લેછે. કરકમળના પ્રવાહો મેળવવાને તેમના હાથ પોતાને માથે મૂકાવે છે અને દંડવત્ પ્રણામ કરીને તથા ચરણસ્પર્શ કરીને ચરણકમળોના અમૃતમય શકિતપ્રવાહોનો લાભ લેવાને લોકોની પડાપડી થાય છે. આ લાભ અમૂલ્ય છે. નસીબદારજ તે મેળવે છે. ઘણોજ મોઘો છે. અમૃતના અમૃતથી અને ઐશ્વર્યથી તે ભરેલો છે. મિત્રો, જો શ્રીકૃષ્ણ મને આજે મળે તો હું શું કરૂં તે સાંભળો. હું તેમને મારા બંને હાથે ઊંચકી લઉં. તેમના ચરણ કમળોને હું મારા હૃદય દેશઉપર દબાવું અને તેમના કરકમળોને મારા મસ્તક ઉપર મૂકું. મિત્રો ! તે વખતે આ જગતનાં ઊંચામાં ઊંચાં સુખોને હું તૃણવત્ ગણી ઉપેક્ષા કરૂં.

## અનાચાર હૃદયને સંકોચે છે.

૯૧. ગમે તેમ ખાવા પીવામાં છુટ લેવી એ તો એક જાતની બેદરકારી છે. એથી મન મોટું થાય છે એમ સમજવું તે કુવાને મિનારો માનવાની બરાબર છે. એથી મન છુટ મૂકવાના અભિમાનવાળું થઇ ધીમે ધીમે ભેદ બુદ્ધિને પકડે છે. પરિણામ એટલું બધું ખરાબ આવે છે કે માણસ માણસને ધિક્કારવા લાગે છે અને હૃદય સંકોચાઇ જઇ સહજ સ્વાર્થી બની જવાય છે. આચાર વિચારશીલ પુરૂષોનાં અંતઃકરણજ ધર્મને તેના ખરા સ્વરૂપમાં પૂર્ણ રીતે ધારણ કરવાને યોગ્ય થાય છે અને ખરી અભેદ બુદ્ધિ તેમાંજ ઉત્પન્ન થઇ વાસ કરે છે. પવિત્ર થયેલાં અંતઃકરણોમાંજ પછી સહજકલ્યાણવૃત્તિ ઉત્પન્ન થઇ આખી પૃથ્વીને પોતાના ઘર જેવી જાણે છે અને એવા પુરૂષોજ વંદ્ય અને પૂજ્ય છે. અરે પૃથ્વીના જૂદા જૂદા ભાગોમાં હિંદુઓની કેવી હાડમારી થાય છે તે જુઓ અને હિંદુસ્તાનમાં કોઇ દિવસે એવી રીતે કોઈ પરદેશી પ્રજાની હાડમારી થઇ છે કે કેમ તે પણ તપાસો. આમાં વ્યક્તિવિષયક અને રાજકીય વૈરભાવના બનાવો હિસાબમાં લેવાના નથી. હિંદી પ્રજાએ તો સૌ પ્રજાઓને આવકાર અને આશ્રયજ આપ્યો છે.

## આચાર શુદ્ધિનું ઉમેરણ ઊંચી ભાવનાને ઉચ્ચતર બનાવે છે.

### સહજકલ્યાણવૃત્તિનાં દૃષ્ટાંતો.

૯૨. ઉપર કહી તેવી સહજકલ્યાણવૃત્તિ ઉત્પન્ન થાય-

છે ત્યારેજ મનુષ્ય મનુષ્યત્વને ખરી રીતે પામે છે. જ્યાં આચાર વિચારવાળો સનાતન હિંદુ ધર્મ જાય છે ત્યાં મનુષ્યત્વ અને ઐશ્વર્યને લઈ જાય છે. એક ઠેકાણે કહ્યું છે કે—

" Religion is the science of all sciences and blessed is the land that has produced that science."

" ધર્મ એજ સઘળાં શાસ્ત્રોનું શાસ્ત્ર છે અને તેજ ભૂમિ આશીર્વાદો પામેલી છે કે જેણે એ શાસ્ત્રને જન્મ આપ્યો છે." આચાર વિચારવાળો ધર્મજ વિરલતાથી ભરેલો છે. જો હિંદુસ્તાનમાં આચારના ટેકાવાળો સનાતન ધર્મ ન હોત તો તેમાં હરિશ્ચંદ્ર અને યુધિષ્ઠિર જેવા સત્યવાદીઓ થયા નહોત કે જેવા પૃથ્વીમાં બીજે ઠેકાણે થયા નથી. રામ જેવા રાજકુમાર કે જેમણે પિતાનું વચન પાળવામાં પોતાને કષ્ટ થવા દીધું અને પિતાનો પ્રાણ ત્યાગ થયો તે પિતૃવચનપાલનબુદ્ધિ ક્યાંથી થાત. એ રામ રૈયતના સુખને માટે કહે છે કે—

स्नेहं दयां तथा सौख्यं यदि वा जानकीमपि ।
आराधनाय लोकस्य मुञ्चतो नास्ति मे व्यथा ॥

" સ્નેહને, દયાને, સુખને અને જો જરૂર પડે તો જાનકીને પણ રૈયતના આરાધનને અર્થે છોડતાં મને દુઃખ થશે નહીં." આવી પ્રજા ભક્તિ કે જેવી બીજે ઠેકાણે નથી થઇ તેવી ભારત વર્ષમાં ક્યાંથી થાત ? વળી ભાઇની સેવા કરવાને વનવાસ કબૂલ કરનાર લક્ષ્મણ અને ભાઇ મુદતમાં પાછા આવે નહીં તો પ્રાણ ત્યાગ કરવાને તત્પર થયેલા ભરત જેવા ભાઇઓ ભારતવર્ષમાં ક્યાંથી થાત ? લક્ષ્મણ પોતાના ઘરમાં અને વનમાં સાથે રહેનાર સીતાના અલંકારો

ઓળખી શક્યો નહોતો. અલંકાર ઓળખવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેઓએ કહ્યું કે—

**कुंडले नैव जानामि नैव जानामि कंकणे ।**
**नूपुरावेव जानामि नित्यं पादाभिवंदनात् ॥**

" હું તેમનાં કુંડળોને ઓળખતો નથી; તેમનાં કંકણોને પણ હું ઓળખતો નથી. હું માત્ર તેમનાં પગે પેહેરવાનાં નૂપુરને ઓળખું છું કેમ કે નિત્ય તેમનાં ચરણોનું અભિવંદન કરતો હતો." મિત્રો, આવી નીતિની પરાકાષ્ટાવાળા લક્ષ્મણ જેવા નરો ભારતવર્ષમાં ક્યાંથી થયા હોત. માતાપિતાને કાવડમાં બેસાડી તીર્થયાત્રા કરાવતાં અકસ્માત્ પ્રાણ જવાને વખતે પણ માતાપિતાને પાણી પાઇ સંભાળ લેવાની સૂચના કરનાર શ્રવણ જેવા પુણ્યવાન પુરૂષો ભારતવર્ષમાં ક્યાંથી થાત. કેવળ લોકનાં દુઃખ ન ખમી શકાયાથી કપિલવસ્તુ નગરનું રાજ્ય, યશોધરા જેવી સ્ત્રી અને રાહુલ જેવા બાળરાજકુમારને છોડી અર્ધી રાતે ચીરાઇ જતા હૃદયે પર્વતોની ગુફાઓમાં નાશી જનાર ગૌત્તમ—બુદ્ધ જેવા સહજકલ્યાણવૃત્તિવાળા પુરૂષો ભારતવર્ષની ભૂમિમાં ક્યાંથી થયા હોત. કરોડો રૂપીઆની મિલકત દાનમાં આપી દીધા પછી જ્યારે કંઇ આપવાનું ન રહ્યું અને આવેલા અર્થીઓ નિરાશ થઇ પાછા જતા જોઇ દુઃખ પામી પોતાના પ્રાણને **व्रजत व्रजत प्राणा अर्थिनि व्यर्थतां गते** એમ કહીને પ્રાણ છોડનાર માઘપંડિત જેવા પરોપકારી પુરૂષો ભારતવર્ષમાં કેમ હોત? બીજે ઠેકાણે આવા દરજ્જાના સત્પુરૂષો દુર્લભ છે તે ભારતવર્ષમાં સુલભ હતા. આવા તો હજારો હિંદની ભૂમિમાં થયા છે. માત્ર રાજ્ય કે વિદ્યાના સંબંધ માત્રથી જે નામ જાણીતાં હોય તેમના

દાખલા આપવાને સુગમતા પડે છે. આચારનાં ટેકાવાળા વિચારો જે ધર્મમાં અને જે ભૂમિમાં રહ્યા છે, ત્યાં ઊંચામાં ઊંચી કોટિના પુરૂષો દુર્લભ નથી. દુષ્કાળ સંબંધી પોતાની રાજનીતિને નાગપુર તરફ વખાણનાર એક મોટા દરજ્જાના અલ્લીજાં સાહેબે તે વખતે જૂના હિંદુરાજાઓની દુકાળો વખતની કાળજીને હલકી પાડી હતી. પણ જોનારા જોતા હતા કે લૉર્ડ સાહેબ પોતાના ખાણાનો વખત બરોબર સાચવી લેતા. આર્ય હૃદયો તો આથી ઊંચા પ્રકારનાં હોય છે. આપણા જૂના અને ઊંચા કાળમાં તો દુષ્કાળને માટે રાજાઓ અને રાણીઓ એટલી બધી કાળજી રાખતાં કે હાલ તેવી શોધતાં પણ જડે એમ નથી. દુષ્કાળ હોય ત્યારે રૈયતમાં કોઇપણ ભૂખ્યું નથી એમ જ્યારે ચારે બાજુએથી ખબર મળતી ત્યારેજ સાંજે કે રાતે રાજા અને રાણી ખાવાને બેસતાં એમ આપણો ઇતિહાસ પુરાવો આપે છે. ઊંચી આચારની સમજુતને લીધેજ આવાં દયાવાળાં હૃદયો આર્ય પ્રજાની ભૂમિમાં ઉત્પન્ન થયાં હતાં. આજે તો જનરલ સાહેબ બડાશ મારતાં બોલે છે કે No sooner was the insulting ultimatum received than the city of the enemy was at once bombarded. " અપમાનકારક છેવટનો પેગામ મળ્યો કે તરતજ શત્રુના શેહેર ઉપર તોપનો મારો ચલાવ્યો." અનેક નિર્દોષ પશુઓ અને માણસો એકાએક તોપના મારાથી મરી જાય અને આખા શેહેરમાં આગ લાગી ઉઠે એ હાલની કઠોર પદ્ધતિ જુઓ અને શત્રુની સંમતિથી કુરૂક્ષેત્ર જેવાં મેદાનો પસંદ કરી યુદ્ધ શરૂ કરનારાં આર્ય હૃદયો જુઓ અને તુલના કરતાં વિચારો કે પવિત્ર આર્ય હૃદયોને આચારે નહીં તો બીજા કોણે આ ઉત્તમતા આપાવેલી છે ? કેમ કે

વિચાર એકલો તો આખી પૃથ્વીમાં કોને અજાણ્યો છે? પણ આચાર વગરનો વિચાર એ ખરો વિચારજ નથી.

## શરીર તો મનની આડત કરે છે.

૯૩. મિત્રો! એક ઘડાને તમે હાથમાં લ્યો. તમને ઉપરથી એમ જણાય છે કે તે ઘડો હાથમાં લીધો છે. વાત પણ ખરી છે. પણ હાથ ઘડાને પકડે તે પહેલાંજ મન ઘડાને પકડી લે છે. હાથ ઘડાને પકડી રાખે છે તેટલી વાર મન વડે તે પકડાયલોજ રહે છે અને હાથમાંથી તે છુટે છે તે પહેલાં મન તેને છોડવા માંડે છે. આ પ્રમાણે વ્યવહાર કાર્યની મુખ્ય જોખમદારી તો મન તરફ છે; શરીર તો તેની આડત કરે છે. ઘડો હાથમાં હોય અને મન તેને છોડી દે તો તે તરતજ છુટી જાય છે. હાથ વડે કરવાના કામમાં પણ, ભાઇ, તમે કાળજી રાખજો, એમ જે કહેવાય છે તે શામાટે? અનેક પ્રકારનાં સુખ દુઃખનાં કાર્યો જો શરીર વડે થતાં હોય તો મનજ તેમાં મુખ્ય કર્તા છે અને ભોક્તા છે. શરીર તો માત્ર આંખે દેખાય એવી મેહેનત કરનાર છે. શરીરને મલિનતા લાગે અથવા સ્પર્શજન્ય દોષો લાગે તો તેનો ભોગવટો મનને કરવો પડે અને મનજ પેહેલી ખરાબી પામે. આ મન ખરાબી પામે એટલે ઊંચા વિચારો અને સદ્‌ગુણો ઝાંખા પડી લક્ષ્ય વસ્તુ પ્રાપ્ત કરી શકાય નહીં. આ કારણને લીધેજ શારીરિક આચારશુદ્ધિના ઊંડાણમાં આપણા પરંમ દયાળુ શાસ્ત્રકારોને ઉતરવું પડ્યું છે અને તેમના શ્રમને, આપણે બીજી રીતે ચાલી, નિરર્થક કરવો એનું પરિણામ આપણને હાનિકારક આવે. માતાએ મહા મેહે-

નતે તૈયાર કરી પેહેરવા આપેલી ટાપી ફેંકી દેવાની બરાબર તે છે.

## સ્પર્શ કરવાની તૈયારી.

૯૪. માનસ સૃષ્ટિ પ્રત્યક્ષ નથી તેમ છતાં પણ જેમ તેને માની તેને માટે દરકાર કરવાની આવશ્યકતા છે તેમ આંખે નહીં જણાતાં સ્પર્શજન્ય પરિણામો જોઈ લેવાં એમાંજ દૃષ્ટિની સાર્થકતા છે. આંતરચક્ષુઓજ તે જોઇ શકે છે. બુદ્ધિગ્રાહ્ય પણ છેજ. માટે શાસ્ત્રની આજ્ઞાઓ પાળવામાં જરા પણ પ્રમાદ કરવો ઉચિત નથી. અસ્પર્શ્યનો સ્પર્શ કરવાને અમે તૈયાર છીએ, પણ સ્પર્શજન્ય દોષોનું નિવારણ કરવાને, તે દોષો દૃઢ થાય તે પેહેલાંજ સ્નાન કરી લેવાની શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે ચાલવામાં અમને સંમતિજ આપવી જોઇએ. અમારૂં આ કાર્ય ઉપહાસને પાત્ર તો નથી. અંત્યજ ભાઇઓના સુખને અર્થે તેમનો સ્પર્શ કરવાની જરૂર હોય તો તે કરવાને અને પછી હેમંત ઋતુના પ્રાતઃકાળમાં શિતલ જલથી ભરેલા સરોવરમાં ઉઘાડે અંગે ઉતરવાને અમે તૈયાર છીએ. તેમનું હિત પણ થવા દો અને અમને પવિત્ર પણ રહેવા દો.

## કાયિક, વાચિક અને માનસિક શુદ્ધિ.

૯૫. પાશ્ચિમાત્ય પ્રજાજનોમાં ભારતવર્ષના જેટલી આચાર શુદ્ધિ પાળવામાં આવતી નથી, તેમ છતાં પણ ત્યાં કહેવાય છે કે Cleanliness is next to godliness "સ્વચ્છતા એ ઇશ્વિરત્વની તરતજ પાસેની વસ્તુ છે." એમાં પવિત્રતાનો ઇશ્વિરત્વની સાથે સંબંધ બતાવ્યો છે, તેનું કારણ

શું ? ઈશ્વરત્વને બદલે મનુષ્યત્વ સાથે સંબંધ બતાવ્યો હોત તો શી હરકત હતી ? મનુષ્ય શરીરને જરૂર જેટલીજ સ્વચ્છતા પાળવામાં આચાર શુદ્ધિની હદ બાંધવામાં આવી નથી એવો અર્થજ તેમાંથી ગ્રાહ્ય કરવાનો છે. કાયિક, વાચિક અને માનસિક પવિત્રતા વિના કોઇ દિવસ ઇશ્વરત્વની પ્રાપ્તિ નથી. ઇશ્વરત્વ પાસે મનથી જવાનું છે, શરીરથી નહીં; પણ મન જે શરીરમાં રહેલું છે તે શરીરને, મન જેવા અગોચર ધર્મવાળા સ્પર્શજન્ય દોષોથી સંભાળી ચલાવવામાં ન આવે તો મન પોતાના કાર્યમાં પૂર્ણ વિજય પામે નહીં; તેથી આર્યધર્મશાસ્ત્રકારોએ દીર્ઘદૃષ્ટિ વડેજ આપણને ઝીણામાં ઝીણા સ્પર્શજન્ય દોષોનું નિવારણ કરવાને અનેક આજ્ઞાઓ કરેલી છે અને તે સર્વનું પાલન આપણે કરવા બંધાયલા છીએ.

## મુસલમાનોએ સ્વીકારેલો સત્વ ગુણમયશક્તિપ્રવાહ.

૯૬. ગુણમયશક્તિપ્રવાહો વિષે આગળ કહેવામાં આવ્યું છે. હવે મુસલમાન ભાઇઓ તરફ જરા નજર ફેરવો. પેશાબનો એક કણમાત્ર જો શરીરને કે કપડાંને અડકે તો અપવિત્રતા ઉત્પન્ન થઇ તે માણસ ખોદાની બંદગી કરવાને નાલાયક બને છે. હાથપગ ધોયા શિવાય ખોદાની બંદગી કરવામાં આપત્તિકાળેજ સંમતિ અપાઇ છે: રજસ્વલા સ્ત્રીનો પડછાયો લેવાની તેમાં મના કરેલી હોય એવી રીતે પદ્ધતિ પાળવામાં હાલના સાચા મુસલમાનો હજી ચૂસ્ત રહ્યા છે. જો કે હિંદુધર્મશાસ્ત્રકારો જેટલા તેઓ ઊંડાણમાં ઉતરેલા નથી તોપણ કેટલીક ગૂઢ અને ગહન વાતો તેમને સમજાઇ

છે. ખોદાની બંદગી કરી મસજીદમાંથી બહાર આવતા મુસલમાન ભાઇઓના મુખમાંથી અમૃત જેવો પ્રવાહ વહે છે અને તે માટે સાંજે બંદગી વખતે ઘણાં સ્ત્રી પુરુષો બાળકોનાં અનેક રોગના નિવારણને અર્થે મસજીદ આગળ જાય છે અને શરીરના દરદી ભાગ ઉપર મસજીદમાંથી બહાર નીકળતા શખસો પાસે ફૂંક મરાવે છે. આ ઉપરથી જણાશે કે જે ગહન તત્વ હિંદુ ધર્મ શાસ્ત્રકારોએ અતિ ઊંડાણ સુધી સ્વીકાર્યું છે તે ગહન તત્વ મુસલમાન તત્ત્વવેત્તાઓ પણ કેટલેક દરજ્જે સમજેલા છે. અમૃત અને વિષના ઉલટ પાલટ ગુણોથી ભરાયલાં પરમાણુઓ અને શક્તિ પ્રવાહો વચ્ચે ફરક નહીં રાખતાં ચાલવાનું વર્તન રાખવું એ પોતે પોતાનાં જ શત્રુ થયાની બરોબર છે.

## આંખે ન જણાતી હિંસાને પણ હિંદુઓએજ પાળી છે.

૯૭. અહિંસા જેવા એક અતિ આવશ્યક ધર્મ લક્ષણને પાળવામાં જૈનભાઇઓ કેટલી હદ સુધી આગળ ગયા છે તે જુઓ. શ્વાસ લેતાં પણ સંભાળ લેવાની તેમના ધર્મશાસ્ત્રમાં આજ્ઞા છે. કયી આંખે દેખાતું હશે કે શ્વાસ લેવામાં પણ જંતુઓના સમૂહો સ્વાહા થાય છે ? નજરે નથી દેખાતું તે પાળવાની આજ્ઞાની શી જરૂર હતી ? પણ આંખે નથી જોવાતું તે જોનારા હિંદુસ્તાનમાં હતા અને તેને લીધેજ ઝીણી બાબતો જે આંખે દેખાતી નથી તે પાળવાની આજ્ઞાઓ થઇ હતી. ભારતવર્ષના સનાતન ધર્મની આજ્ઞાઓ સૌથી વધારે વિચારપૂર્વક થયેલી છે અને તેના પાલનમાંજ ઐહિક અને પારલૌકિક સુખો રહેલાં છે.

# સૂર્ય ચંદ્રની શક્તિઓ.

૯૮. ચંદ્રનાં કિરણોનો સ્પર્શ ચંદ્રકાન્તમણિમાંથી જળ ઉત્પન્ન કરે છે અને કુમુદિનીને ખીલવે છે. સૂર્યનાં કિરણોનો સ્પર્શ કમળને પ્રફુલ્લિત કરે છે. આ ચંદ્ર અને સૂર્યનો પૃથ્વી સાથેનો સંબંધ ઘણો મનન કરવા જેવો છે. કરોડો ગાઉને છેટે રહેલા તે માત્ર કિરણોદ્વારાજ પૃથ્વીનો સ્પર્શ કરીને આ પૃથ્વીનાં અનેક મહત્વનાં કામો બજાવી રહ્યા છે. માણસ, પશુ, પક્ષી અને સ્થાવર જંગમ પ્રાણીઓ અને વસ્તુઓ ઉપર તે રાતદિવસ પોતાની શક્તિઓ ચલાવી રહ્યા છે. પૃથ્વી તરફ તેમના ગુણમયશક્તિપ્રવાહો અનેક ઉપકારને અર્થે ચાલુ રહેલા છે. માત્ર ગ્રહણકાળે તે પ્રવાહો મંદ અને બંધ પડેછે, તેથી તે કાળે કેમ વર્તવું તેની આજ્ઞાઓ શાસ્ત્રકારો કરી ગયેલાછે. આ વિષય ઘણો મનન કરવા જેવો છે પણ તે અત્રે લખવાનું કારણ નથી. અર્થાત્ સૂર્યચંદ્રના પ્રવાહોની પેઠે સ્થાવર જંગમ સર્વ પ્રાણીઓના પ્રવાહો આ જગત્‌માં ચાલુ રહેલાછે અને તેનો વિચાર ધર્મશાસ્ત્રકારોએ પરમ કરૂણાથી આપણે માટે કરી મૂકયો છે. કરોડો રૂપીઆની સંપત્તિ પોતાના વંશજોને માટે મૂકી જનાર માતાપિતાઓ કરતાં આ દયાળુ પિતામહોએ આપણે માટે આંકી ન શકાય એવા કિંમતવાળા ખજાનાઓ આપણા સુખને અર્થે ભરેલા છે. આપણે પ્રમાદથી પુરૂષાર્થહીન થતા જઇ તેનો લાભ લેવામાં શિથિળ થતા જઇએ છીએ; માટે જાગૃત થવાની ઘણીજ જરૂર છે. હાલ જગત્‌ની દૃષ્ટિ કેવળ આર્થિક સંપત્તિ તરફ શારીરિક સુખને અર્થે ગયેલી છે, તે અનેક આપત્તિઓનું કારણ છે. રોગ, મૃત્યુ, અસંતોષ અને કુસંપના તે માર્ગો છે. એ દૃષ્ટિ

માનસિક સુખને અર્થે ધાર્મિક સંપત્તિઓ તરફ વાળવાની આવશ્યકતા છે. આરોગ્ય, અમૃતત્વ, સંતોષ અને સંપમાં ઉન્નતિ પામવાનો તેજ માર્ગ છે.

## રહસ્ય સમજવાનો સરળ માર્ગ.

૯૯. એક વસ્તુનાં ખરાં કારણ અને કિંમત ખોળવાં હોય ત્યારે તેની સામી બાજુ તપાસવી જોઇએ. દિવસને ઓળખ્યા શિવાય રાતની કિંમત થતી નથી. કાચને ઓળખ્યા શિવાય મણિની અને મણિને ઓળખ્યા શિવાય કાચની પારખ બનતી નથી. સોનાને તપાસ્યા વગર પિત્તળની અને પિત્તળને ઓળખ્યા શિવાય સોનાની પરીક્ષા કરનાર ચોકસી થવાતું નથી. ધોળું એટલું દૂધ અને પીળું એટલું પિત્તળ પણ હોતું નથી. પિકને ઓળખ્યા શિવાય કાકની અને કાકને ઓળખ્યા શિવાય પિકની સમજણ પડતી નથી. તે પ્રમાણે સ્પર્શ્યને સંપૂર્ણ ઓળખ્યા શિવાય અસ્પર્શ્યની અને અસ્પર્શ્યને સંપૂર્ણ ઓળખ્યા શિવાય સ્પર્શ્યની વાત મનમાં ઉતરતી નથી. જગતમાં બન્ને બાજુઓ હોય છે. જો જગતમાં સુગંધિ પદાર્થો છે તો દુર્ગંધવાળા પદાર્થો પણ હોવાજ જોઇએ. સુગંધની પાસે જવામાં અને દુર્ગંધથી દૂર ખસવામાં રહેતી તત્પરતાનોજ વિચાર કરો. લોકો ઉપરા ઉપરી પડીને સ્પર્શ શાનો કરેછે તે તપાસો એટલે અસ્પર્શ્ય સૃષ્ટિ એની મેળેજ અળગી થયેલી આંખ આગળ આવશે. ડહાપણવાળો ડહાપણમાટે ગુન્હેગાર નથી, તેમ દિવાનો પણ શિક્ષાને પાત્ર નથી. પણ ડહાપણ-વાળાની જગ્યા દિવાનાને આપી શકાતી નથી. તેજ પ્રમાણે સ્પર્શ્ય વસ્તુઓનો સંગ્રહ કરવો અથવા પાસે વસાવવી

અને અસ્પર્શ્ય વસ્તુઓને પાસે ન વસાવવી એમાં ખોટું ક્યાં થાય છે? માત્ર પ્રાણી તરીકે ડાહ્યાની ને દિવાનાની ગણના સરખી કરવાની છે. ડાહ્યાને ભોજન આપવું અને દિવાનાને ભૂખે મારવો એમ ન થાય એજ સંભાળ લેવાનો વિષય છે. સ્પર્શ્ય જનોનો પૂર્ણ વિચાર કરવાથી અસ્પર્શ્યજનોનો ખ્યાલ મનમાં પૂરો આવી શકશે.

## ગંગાજલની વિલક્ષણતા

## અને

## આચાર શુદ્ધિ જોવાનો પ્રાચીન ચાલ.

૧૦૦. પદાર્થપૃથક્કરણકાર્યનિષ્ણાત કેટલાક પાશ્ચિમાત્ય પુરૂષોએ વિષ્ણુપાદોદકી પવિત્ર ગંગાના જળનું અનેક રીતે નિરીક્ષણ કરી તેને કોઈ વિલક્ષણ પ્રકારવાળું જાહેર કર્યું છે. ગંગાને મળનારી બીજી સરિતાઓનાં જળ તેટલી વિલક્ષણતા ધરાવતાં નથી. આ વિલક્ષણતાનાં કારણોમાં ઉતરવાની આવશ્યકતા નથી, કેમકે પ્રમાણો તેની બાજુમાં ઉભેલાં છે. પતિતપાવની ગંગાના જળમાં વિલક્ષણતા સિદ્ધજ છે; અને તે વિલક્ષણતા પદાર્થપૃથક્કરણકાર્યનિષ્ણાત પુરૂષો કરતાં ધર્મકાર્યનિષ્ણાત પુરૂષો પોતાની અતિ ઉત્તમ સ્વત્વશુદ્ધિને લીધે વધારે સંપૂર્ણ રીતે પ્રાચીન કાળમાંજ જોઈ શક્યા છે. ઈશ્વરપૂજનમાં વપરાયલું જલ ચંદન પુષ્પાદિક પદાર્થોના મિશ્રણ વાળું થયેલું સ્પષ્ટ જણાય છે તેવું ગંગાનું જળ છે. પણ તે સંપૂર્ણ આચાર વિચારની શુદ્ધિને પાળનારોજ સમજી શકે છે. ગંગા જળનું એક બિંદુ માત્ર મળતાં પૂર્ણ આલ્હાદને પામનારાં પવિત્ર આર્ય હૃદયોને

ધન્યવાદ છે. એ જળ સત્વ ગુણની વૃદ્ધિ કરનારૂં હોવાથી નીચી સ્થિતિ આપનારા રજસ અને તમસ ગુણોને દબાવી દે છે. વિષ્ણુચરણાર્વિંદના સત્વમયશક્તિપ્રવાહ ગંગા પ્રવાહના દરેક બિંદુમાં વ્યાપી રહેલા છે. શ્રીકૃષ્ણના ઇશ્વરરૂપની એ મોટી વિભૂતિ છે. શ્રીકૃષ્ણ કહે છે કે **स्रोतसामस्मि जाह्नवी** "સર્વ નદીઓમાં ગંગા તે હુંછું." એ પવિત્ર ગંગાની પુણ્યવાળી શક્તિ જગન્નાથ પંડિતરાય જેવા કોઇકજ જાણે છે. અરે પણ પાશ્ચિમાત્ય સંસ્કારોથી હૃદયની શ્લાઘ્ય નિર્મલતાને ખોઇ બેઠેલાઓ કાશીમાં જઈ ને પણ

નહીં ગંગાસ્નાન

નહીં જલપાન

એમાંજ પુરૂષાર્થ માને છે. પણ એમાં તે બિચારાઓનો વાંક નથી. તેઓ તો અનેક વિટંબનાઓ અને મનની અશાંતિ ભોગવે છે અને તેનાં કારણો નવાં આવેલાં આવરણોને લીધે તેઓ સમજી શકતા નથી. ગંગા જળની વિલક્ષણતા આપણા લોકોએ પ્રાચીન કાળથી જાણેલી છે એમ ઉપરની હકીકતથી જણાય છેજ. એ વિલક્ષણતા કોઇના સમજવામાં ન આવે માટે નથીજ એમ માની બેસવા કરતાં શાસ્ત્ર અને શ્રીકૃષ્ણ જે કહે છે તે માનવાને શી અડચણ આવે છે ? શાસ્ત્ર જૂઠાં અને શ્રીકૃષ્ણ પણ પક્કા કે એક સારી જેવી નદી જોઇને તેને ઇશ્વરની વિભૂતિમાં ગણાવી દીધી. પણ પેલા હાલના પાશ્ચિમાત્ય પુરૂષોએ વિલક્ષણતા સિદ્ધ કરી તેનું કેમ કરશો ? તેનો જવાબ પણ દેવામાં આવશે કે ગંગાના મૂળમાં કંઇ ચંદનની ખાણ હશે કે બીજો કોઇ ખનિજ પદાર્થ ભરાયો હશે તેથી જળમાં વિલક્ષણતા આવી હશે. ત્યારે પાછું પૂછવું પડશે કે મોટી ભેખડોને પાડી નાખનારા અને બળવાળા

પ્રવાહો હજારો વર્ષથી ચાલ્યા આવે છે અને બરફના ઢગલાઓ મોટા પથ્થરોની પેઠે ધસી પડે છે, તો પછી એ ખાણુ ક્યાં સુધી ત્યાં ટકી શકવાની હતી. આમ વાદ પરંપરાવાળા વાણીના વિલાસમાં વખત ગુમાવવા કરતાં સર્વવ્યાપી ઈશ્વરની વિભૂતિ તરીકે તેને સ્વીકારવામાં શો ગેરલાભ છે? અસ્તુ. ગંગાની વિલક્ષણતા બીજી રીતે જુઓ. ઈન્દુમતીના સ્વયંવરની કથા કાલિદાસ પંડિતે રઘુવંશના છઠ્ઠા સર્ગમાં ઉત્તમ રીતે લખી છે; તે સ્વયંવર વખતે ભારતવર્ષના ઘણા રાજાઓ કન્યાની ઇચ્છાએ ત્યાં આવ્યા હતા અને સભામંડપમાં બેઠા હતા. તેઓમાંથી એકને પસંદ કરવાને ઇન્દુમતી હાથમાં વરમાળા લેઇને ત્યાં આવી. સુનન્દા નામની વિલક્ષણ બુદ્ધિમતી પરિચારિકા ઇન્દુમતીને એક પછી એક રાજાઓનું ઓળખાણુ આપીને તેમનો ટુંકો ઇતિહાસ અને વૈભવનું ભાન કરાવવા લાગી. તેમાં શૂરસેન લોકોના અધિપતિ સુષેણુ રાજા પાસે આવી તેનું ટુકું વર્ણન કરતાં સુનન્દા ઇન્દુમતીને કહેવા લાગી કે–

यस्यावरोधस्तनचंदनानां प्रक्षालनाद्वारिविहारकाले।
कलिंदकन्या मथुरां गतापि गंगोर्मिसंसक्तजलेव भाति॥

" હે ઇંદુમતી ! આ સુષેણુ રાજાના અંતઃપુરની સ્ત્રીઓ જ્યારે જલવિહાર કરે છે ત્યારે તેમના અંગ ઉપરનું ચંદન ધોવાઇ જાય છે અને તેથી યમુના નદી મથુરા સુધી જાય છે તોપણુ તેમાં જાણે ગંગાનું તરંગ આવી ગયું હોય એવું ભાસે છે."

આ ઠેકાણે ગંગાના જળનું તરંગ બતાવવામાંથી આપણે તાત્પર્ય એટલુંજ લેવાનું છે કે ગંગાની વિલક્ષણતા

પ્રાચીન કાળથી-ગંગાજી પૃથ્વી ઉપર આવ્યાં ત્યારથીજ- જણાયલી છે; અને તે જેને ન જણાતી હોય તેણે પણ પાળવા- ની છે. પાળતાં પાળતાંજ જણાશે. આવી સૂક્ષ્મ બાબતોને ઓળખવામાં અને જાણવામાં સંપૂર્ણ આચાર વિચારથી નિર્મળ થયેલું સ્વચ્છ હૃદય જેટલું જોઇ શકે છે તેટલું ભારેમાં ભારે સૂક્ષ્મદર્શક યંત્ર પણ બતાવી શકતું નથી. એ સુષેણ રાજા વિષે આગળ વર્ણન આપતાં વળી સુનન્દા ઇન્દુમતીને કહે છે કે, **आचारशुद्धोभयवंशदीपः** "હે ઇન્દુમતી, આ- ચારશુદ્ધિને પાળનારા એ વંશમાં ઉત્પન્ન થયેલો એ દીપક છે" એટલે તે એવા કુળમાં જન્મેલો છે કે જેના માતાના અને પિતાના એમ બંને વંશોમાં આચારશુદ્ધિ સારી રીતે પળાતી આવી છે. એટલે પોતે આચાર પાળે પણ માતા પિતાના પૂર્વજો ન પાળતા હોય તેના કરતાં માતા પિતાના પૂર્વજો આચાર પાળતા હોય અને પોતે પણ પાળતો હોય તે પતિ તરીકે, મિત્ર તરીકે કે સોબતી તરીકે વધારે ઉત્તમ છે એમ આ વચનનું તાત્પર્ય છે. અરે સુનન્દા જેવી એક પરિ- ચારિકાના મુખમાં જે વાત મૂકવાનું પંડિતવર્ય કાલિદાસે યોગ્ય ધાર્યું છે તે વાત અમારા કેટલાક વિદ્વાન મિત્રોના મનમાં પણ વસતી નથી દેખાતી ત્યારે જે ખેદ થાય છે તે કહી બતાવવામાં શું ફળ છે ? મિત્રો ! આચારશુદ્ધિનો વિચાર પ્રથમ સુખદુઃખના વિચારમાં અતિ આવશ્યક હતો. હાલ તેમ થવામાં શિથિળતા જણાય છે. એ શિથિળતાને દૂર કરવામાં બને એટલો પુરુષાર્થ અવશ્ય કરજો, કેમ કે એ હિતનીજ વાત છે. આંખે નહીં જણાતી ગંગાજળની વિલ- ક્ષણતાની પેઠે આંખે નહીં જણાતા સ્પર્શજન્ય દોષોને વિચા- રમાં લેવાની કેટલી બધી આવશ્યકતા છે તે જાણવાને તમે

જરૂર પ્રયત્ન કરજો અને પ્રયત્ન કર્યા પછી જે ઠરાવ ઉપર આવો, તે ઠરાવ નિશ્ચયથી પાળજો. મને ઉમેદ છે કે તમે ખોટા ઠરાવ ઉપર નહીં આવો. ઇશ્વર તમને સારા ઠરાવ ઉપર આવવામાં મદદ કરશે. ઠરાવ પાળવામાં કદી પણ સંશય રાખશો નહીં કેમકે સંશય રાખવો હાનિકારક છે. **संशयात्मा विनश्यति.**

## આચારશુદ્ધિ જોવાના વિશેષ પ્રસંગો.

૧૦૧. ઉપર સુષેણ રાજાની હકીકતમાં કહેવામાં આવ્યું છે તે પ્રમાણે હાલ સુધી વિવાહ કરવો, મિત્રતા કરવી અને અધિકાર આપવો વિગેરે કાર્ય કરતાં પહેલાં મુખ્યત્વે આચારશુદ્ધિ જોવામાં આવતી હતી. પણ હવે તો જોનારમાંજ આચારશુદ્ધિ વિષે સંશય હોય એટલે પછી એ વિષે પૂરું જોવામાં આવતું નથી. એ સ્થિતિ સુધારવાની એટલી બધી આવશ્યકતા છે કે જો તેમ કરવામાં ન આવે તો હિંદુસ્તાન બહારના પ્રદેશમાં ઉત્પન્ન થનારી ઇતર ધર્મવાળી પ્રજાના મન જેવી સાધારણ આપણાં મનની દશા થશે. આચારશુદ્ધિ વગર કોઇપણ ગુણ પરિપૂર્ણતાને પામતો નથી. હૃદય ઊંચામાં ઊંચી ઉદાર ભાવનાને ધારણ કરી શકવાને સમર્થ થતું નથી, માટે આચારશુદ્ધિ શાસ્ત્રનાં વચનો પ્રમાણે અવશ્ય પાળવી જોઇએ. જે પ્રમાણમાં પૂર્ણતાએ પહોંચવાની તમારામાં શક્તિ હશે તે પ્રમાણમાં તમારે પૂર્ણતાએ પહોંચવું હોય તો તેમાં આચારશુદ્ધિનો તમને સાચો ટેકો મળશે.

## આચારશુદ્ધિ મનુષ્યત્વ આપે છે.

૧૦૨. આચારશુદ્ધિને પાળનારાઓની સંગતિ ઘણી

પવિત્રતા અપાવે છે. જ્યાં મલિનતાનો વાસ હોતો નથી એવા-ઓનો સહવાસ પરમ કલ્યાણને માર્ગે માણસને ચઢાવે છે. આચારશુદ્ધિવાળાનાં ઘર અમૃતથી ભરેલાં પૃથ્વી ઉપરના સ્વર્ગ જેવાં બને છે. સરખી સ્થિતિનાં એ ઘરોમાં આચાર-શુદ્ધિવાળું ઘર ઉત્તમતાને પામેલું હોય છે. આચારશુદ્ધિ સાથેનું ધર્મપાલન માણસને ઈશ્વર બનાવે છે, એટલે મનુષ્ય દેહ છતાં માણસ ઇશ્વર ભાવને પામે છે. નર્મદા કિનારે એક પવિત્ર બ્રાહ્મણને ઘેર હું એક દિવસ રહ્યો હતો. તે ઘરમાં તેર ચૌદ વર્ષનો નાનો છોકરો અને મોટા છોકરાની પત્નિ કે જેણે બાળકને જન્મ આપેલો હતો તે શિવાય ઘરનાં તમામ માણસો દિવસમાં એકવાર જમતાં. એ ઘરમાં વૈશ્વદેવાદિ નિત્યકર્મો નિત્ય થતાં અને બ્રાહ્મણ લોભ વગરનો, શાંતિવાળો અને સુશીલ હતો. આચારશુદ્ધિ એ ઘરમાં ઘણી હતી. વીશ વર્ષની તે બ્રાહ્મણની પુત્રીએ હજી આગગાડીનાં દર્શન કર્યાં નહોતાં. એ ઘરમાં એક પોપટ પાંજરામાં પૂરેલો મેં જોયો. નાનો છોકરો રાતે ખાવા બેસે ત્યારે ઘરનું કોઇ માણસ પાંજરાનું બારણું ઊંચું કરે એટલે પોપટ બહાર કૂદી પડી પેલા છોકરાની સામે જઇ બેસે. છોકરો અને પોપટ સામસામે એમ નિત્ય ખાવા બેસતા. છોકરો અને પોપટ જૂદા જૂદા પાત્રમાં ખાતા પણ પોપટ કોઇ દિવસ છોકરાની થાળીમાં ચાંચ ઘાલતો નહીં. પોપટ વહેલો ખાઇ લે તોપણ બેસી રહેતો. છોકરો પોતે ખાઇ રહ્યા પછી જ્યારે પોપટની ચાંચ અને પગ ઉપર પાણી રેડી તેને શુદ્ધ કરતો ત્યાર પછી પોપટ પોતાની મેળે પાંજરામાં ચાલ્યો જતો. છોકરાના ખાવા બેઠા વગર પોપટ ખાવા બેસતો નહીં અને છોકરો ખાય નહીં તે દિવસે પોપટ પણ ખાતો નહીં. આમાંથી બે

બાબતો જોવાની છે; તે એ કે પોપટ પણ આચારશુદ્ધિ પાળતો હતો અને બ્રાહ્મણના છોકરાને પોતાના મોટા ભાઇની પેઠે માનતો હતો. આચાર શુદ્ધિના પવિત્ર સ્થાનમાં નિવાસ પામીને એ પક્ષી છતાં મનુષ્યત્વ પામ્યો હતો. આ પોપટ માટે નાશી જવાની કે ઉડી જવાની ભ્રાંતિ કોઇને રાખવી પડતી નથી. અહીં તો મોટા ભાઇને મોડું થયું માટે નાનો ભાઇ ખાઇ લે છે અને આચાર શુદ્ધિનો વિચાર તો શિથિળ થતો જાય છે. એટલે જાણે પવિત્રતાના પર્વત ઉપર ચઢવાની આપણી ગતિ પૂરી થઇ આપણી પાછા ઉતરવાની ગતિ ચાલુ થઇ છે. ઉતરવાનું સેહેલું છે, તસ્દી ઓછી પડે છે, પણ ચઢવાનો શ્રમ વેઠયા પછી જે આનંદ મળ્યો હતો તે આનંદ તો ઉતરવાનું સેહેલું પડયાના સુખમાંજ હવે મેળવી લેઇ સંતોષ માની લેવાનો છે. **स्वतः प्रमाणं परतः प्रमाणं कीरांगना यत्र गिरं गिरंति** એ મંડન પંડિતના ઘર આગળની વાતમાં ઉપરના પોપટનું ચારિત્ર્ય જોયા પછી સંશય રાખવાનું કારણ નથી.

## શરીરની રમણીયતા કરતાં હૃદયની રમણીયતા શ્લાઘ્ય છે.

૧૦૩. આચારશુદ્ધિ હિંદુસ્તાનમાં સારી રીતે પાળવામાં આવતી માટેજ તેમાં લોકોનાં હૃદય વિશાળપણાને પામેલાં હતાં. સ્વાર્થરહિત સમદૃષ્ટિ જો ઇશ્વરે જગતમાં ઉત્પન્ન કરી હોય તો તે હિંદુસ્તાનમાં જેટલી કરી છે તેટલી બીજે ઠેકાણે કરી નથી. વિલાયતના આંખને છક કરનારા બાગો જેવી પાશ્ચિમાત્ય લોકોની સમદૃષ્ટિ છે. ઉપર ઉપરથી જોવાની છે; એમાં સુગંધ જેવું કંઇ નથી. ભલે રમણીયતા

ઓછી હોય પણ અંદર કંઇ સુગંધ જેવો ગુણ હોય તો જ તે કામનો છે. આંખો ખુશી કરવી હોય તો કાગળનો બાગ પણ બનાવી શકાય. શરીરની રમણીયતા કરતાં હૃદયની રમણીયતા અને તેનું ઊંચાપણું અમારે જોઇએ છીએ. ઉપરથી દેખાડવાની સમદૃષ્ટિનું અમારે કામ નથી. પચીસ લાખ કમાયા ત્યારે માન ચાંદની આશાએ પાંચ લાખ ખરચ્યા એવા પરોપકાર કરતાં ઊંચી જાતનો પરોપકાર અમારે જોઇએ છીએ. અમારે તો સ્વાર્થ વગરની અને અંતરના ઊંડાણમાંથી-પૂર્ણ પવિત્રતાને ધારણ કરનારા હૃદય દેશમાંથી-ઉત્પન્ન થયેલી સમાન દૃષ્ટિ જોઇએ છીએ; તે પૂર્ણ આચાર-શુદ્ધિ વગર મળવાની આશા વ્યર્થ છે.

## જે તપથી ઈશ્વર ગમ્ય છે તે તપના પ્રકાર.

૧૦૪. શ્રીમાન્ શંકરાચાર્ય પરમેશ્વરની સ્તુતિ કરતાં કહે છે કેઃ—

**नमस्ते नमस्ते तपोयोगगम्य ।**
**नमस्ते नमस्ते श्रुतिज्ञानगम्य ॥**

" વેદના જ્ઞાનથી, તપથી અને યોગથી ગમ્ય એવા હે પરમેશ્વર હું તમને નમન કરૂં છું. " આમાં ઈશ્વરને તપથી ગમ્ય કહેલો છે. તે તપ કેટલા પ્રકારનાં છે તે જુઓઃ—

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥
अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयंतप उच्यते ॥

**मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।**
**भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥**

" દેવ, બ્રાહ્મણ, ગુરૂ અને વિદ્વાનનું પૂજન, શરીરની સર્વ પ્રકારની શુદ્ધિનું પાલન, નમ્રતા, બ્રહ્મચર્ય અને અહિંસા એ શારીર તપ કહેવાય છે. ભય નહીં કરનારૂં, સાચું તથા સાંભળનારને પ્રિય લાગે એવું અને પરિણામે હિત અથવા સુખ કરનારૂં વચન અને વેદાદિકનો અભ્યાસ એ વાણીનું તપ કહેવાય છે. મનનું સ્વસ્થપણું, સૌમ્યત્વ, મૌન, વિષયોમાં મનને જતું પાછું ખેંચી કબજે રાખવું અને ભાવસંશુદ્ધિ એટલે કપટરહિત થવું, એ મનનું તપ કહેવાય છે." આમ કાયિક વાચિક અને માનસિક તપ વિના જો ઈશ્વરત્વની પ્રાપ્તિ નથી તો આચારશુદ્ધિ શાસ્ત્ર પ્રમાણે પાળી શારીરિક તપ થવા દેવામાં શી વધારે પ્રતિકૂળતા સહન કરવી પડવાની છે? તેનો મારા મિત્રોએ અવશ્ય વિચાર કરવો. પુરૂષો અને સ્ત્રીઓનાં નામ પાડવામાં જે શાસ્ત્રકારોએ તત્વવિચાર કર્યો છે તે અતિ બુદ્ધિમાન શાસ્ત્રકારોએ જે જે આચાર ધર્મો બતાવ્યા છે તે જેટલા બને તેટલા વધારે પાળવામાં આપણુંજ હિત છે.

## સૂક્ષ્મદર્શીઓની શક્તિ.

૧૦૫. મિત્રો ! કોઈપણ વાતનું તારતમ્ય કરવામાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને તેમાં પણ સૂક્ષ્મદૃષ્ટિની આવશ્યકતા છે. એવી સૂક્ષ્મ દૃષ્ટિવડે બંધાયલાં શાસ્ત્રો ગાન આપીને પાળવા જેવાં છે. તત્વ કોનાથી દેખાય છે તે વાત વિષે એક ઉપનિષદ્માં કહ્યું છે કે **दृश्यते तु अग्रया बुद्ध्या सूक्ष्म**

**या सूक्ष्मदर्शिभिः** " ઘણું બારિકમાં બારિક જોઇ શકવાની દૃષ્ટિવાળા પુરૂષો હોય; તેઓ વળી અતિ તિક્ષ્ણ બુદ્ધિ ધરાવતા હોય અને તે તિક્ષ્ણ બુદ્ધિ વળી ધારવાળી હોય ત્યારેજ તત્વ દેખાય છે. " અત્યાર સુધી ઝીણામાં ઝીણું, બારિકમાં બારિક અને આંખે નહીં જણાતું જોવાની અને માનવાની જે વિનંતિ કરતો આવ્યો છું તે આ ઉપનિષદ્‌ને આધારેજ. સ્પર્શજન્ય દોષો સમજવામાં ન આવે પણ તે પાળવા તો જોઇએજ; કેમ કે તે છે એમ તત્વદર્શીઓને દેખાયું છે.

## નાક દબાવ્યું પણ શરીર કયાં દબાવશો ? સ્નાનના ગુણો.

૧૦૬. એક ઓરડીમાં માણસ પેઠો અને તેમાં દુર્ગંધના કારણથી તેને નાક દબાવવું પડયું. પછી જ્યારે તે બહાર આવે ત્યારે તેણે સ્નાન કરવું જોઇએ. મલિનતા તે વખતે તેના શરીર ઉપર દેખાતી નથી પણ તે હોય છે, કેમ કે જે મલિનતા તેના નાકમાં પેસી ગઇ હતી તે આખા શરીરને અને કપડાંને કેમ નહીં વળગી હોય ? નાકમાં તે જાણવાની શક્તિ હતી માટે નાકમાં મલિનતા પેઠાની વાત સમજાઈ અને શરીરના બીજા ભાગમાં તેવી શક્તિ નહોતી માટે ન સમજાઇ તેથી શરીર કંઇ સ્વચ્છ રહી શકતું નથી. નાક દબાવ્યાથી નાકમાં મલિનતા પેસતી અચકી પડી પણ આખા શરીરને શા વડે દબાવશો ? શું મલિનતામાં કંઇ બુદ્ધિ છે કે તે નાક ભણીજ ચાલી જાય અને શરીરના બીજા ભાગને ન અડકે ? માટે એવી જગ્યામાંથી બહાર આવ્યાને વસ્ત્રો સહિત સ્નાન કરવું જોઇએ. આવી રીતે સ્નાન કરનારાઓને હસનારા હજારો લોક આજે છે પણ તેઓ જાણતા નથી કે મલિનતા

તેમના આખા ઘરમાંથી તેમના અનાચારને લીધે નિર્મૂળ થઇ શકતી નથી. આંખે ન જણાતા દોષો પાળવાની આવશ્યકતા સ્વીકારીને સ્નાન કરવુંજ જોઇએ. સ્નાન કર્યાથી શરીર પવિત્ર થઇને મનને પ્રસન્નતા થયાનો જરા પણ અનુભવ થયો નહીં હોય એવા થોડાજ પુરૂષો હશે. સ્નાન શું કરે છે તે જુઓઃ—

**पवित्रं वृष्यमायुष्यं श्रमस्वेदमलापहम् ।**
**शरीरबलसन्धानं स्नानमोजस्करं परम् ॥**

"સ્નાન એ પવિત્રતાને આપનારૂં, જાગૃતિ આપનારૂં, આયુષ્યને વધારનારૂં, થાકને ઉતારનારૂં, સ્વેદનું નિવારણ કરનારૂં, મલિનતાને હરનારૂં, શરીરના બળનું સંરક્ષણ કરી ઉત્સાહ આપનારૂં અને તેજ વધારનારૂં છે." આવા જે સ્નાનના ગુણો છે, તે સ્નાન પવિત્રતાને ખાતર એક બે વાર વધારે કરવામાં આવે કે અંત્યજનો સ્પર્શ કરીને સ્પર્શજન્ય દોષોના નિવારણ અર્થે કરવામાં આવે તો તેમાં ખોવાનું કંઇ નથી પણ મેળવવાનુંજ વધારે છે.

## બુદ્ધિગ્રાહ્ય વિષયો ઉપેક્ષ્ય નથી.

૧૦૭. બીજને દિવસે ચંદ્રદર્શન થયાં માટે પડવાને દિવસે ચંદ્ર શુકલપક્ષનો નહોતો થયો એમ ગણી બીજના દિવસથી શુકલપક્ષનો આરંભ ગણી શકાય તો શું પરિણામ આવે તેનો વિચાર કરો. માટે ન જણાતી વાતો બુદ્ધિપૂર્વક જણાતી હોય તે માનવીજ જોઇએ. કપૂરની ગોટીઓ અથવા બીજી ગોળીઓ ઉડી જાયછે, પણ તેનું ઉડવું આપણે આંખે જોઇ શકતા

નથી. વળી ધરતીકંપ થયો એમ આપણને માલમ પડે છે તે પેહેલાંજ તે થવા માંડયો હોય છે; દૂરના બગીચામાંથી સુગંધ આપણને આવવા માંડે તે પેહેલાંજ તેનું આવવું શરૂ થયેલું હોય છે; હવે દિવસ ઊગ્યો એમ આપણે કહીએ તે પેહેલાંજ તે ઊગી ચૂકેલો હોય છે; સોય ઉપર લોહચુંબકની અસર થઇ એમ આપણે જાણીએ તે પેહેલાંજ તે અસર થઇ ચૂકેલી હોય છે; તેવી રીતેજ સ્પર્શજન્ય દોષો આપણને જણાઇ આવે તે પેહેલાંજ તે સ્પર્શના કારણથી લાગુ પડી ચૂકેલા હોય છે. માલમ પડી નથી આવ્યા માટે થયાજ નથી એમ માનવું એ જગતના અનુભવની બહારની વાત છે. માલમ પડેલા સ્પર્શજન્ય દોષો પાળવા એ જેમ સારૂં છે તેજ પ્રમાણે નહીં માલમ પડેલા સ્પર્શજન્ય દોષો પાળવા એ વધારે સારૂં અને વધારે ઊંચા દરજ્જાનું છે. માણસ, માલમ પડી આવે એવી વાતમાં સાચું બોલે તેના કરતાં નહીં માલમ પડી આવે એવી વાતમાં સાચું બોલે તેજ સત્ય તે ખરૂં સત્ય છે.

## સ્થૂળ કરતાં સૂક્ષ્મની સંખ્યા અને ગતિ વધારે હોય છે.

૧૦૮. આ જગતમાં ગુણવાળી ચીજો કરતાં દોષવાળી ચીજોમાં વૃદ્ધિ વધારે હોયછે; તેજ પ્રમાણે વધારે ગુણવાળી ચીજો કરતાં થોડા ગુણવાળી ચીજો વધારે વૃદ્ધિ પામેછે. માણસ કરતાં પશુની વૃદ્ધિ વેહેલી અને વધારે,અને પશુઓ કરતાં કીટકૃમિની વૃદ્ધિ વેહેલી અને વધારે થાય છે, મોટાં કરતાં ઝીણાંની સંખ્યા તેજ પ્રમાણમાં વધારે હોય છે. ઝીણી વસ્તુઓની ગતિ અને

સંખ્યા ઘણી વધારે હોય છે. ધૂમાડો, વરાળ અને પાણીનો ધોધ, એ ત્રણને તપાસો. ધૂમાડો સ્થૂળ વધારે છે તેની ગતિ આકાશમાં થોડે સુધી થઇ શકે છે. વરાળ ધૂમાડાથી સૂક્ષ્મ છે તેથી તે વાતાવરણમાં ઊંચે સુધી ચઢી જાય છે. પાણીના ધોધમાંથી પાણી નીચે પડે છે તે હાથીની સૂંઢની પેઠે એક ધારમાં પડ્યા કરે છે. પણ તે શિવાય ધોધના પાણીમાંથી નાના અને મોટા પાણીના છાંટા જૂદા પડે છે તેની ગતિ તપાસો. મોટા છાંટા થોડા હોય છે તેથી તે થોડે દૂર સુધી જઇને પડે છે. પણ ઝીણા છાંટાની સંખ્યા મોટા છાંટા કરતાં ઘણીજ વધારે મોટી હોય છે, અને તે ઝીણા છાંટા દૂર સુધી ચાલ્યા જાય છે. "છાંટો બોલે નહી પણ બોળે" એવું જે કહેવાય છે તે મોટા છાંટા માટે નહીં પણ નાના છાંટા માટે કહેવાયછે; કેમકે મોટો છાંટો માલમ પડી આવે એવો હોવાથી તે બોળી શકતો નથી. પણ ઝીણો છાંટો માલમ પડતો નથી તેજ બોળી મારે છે. જેમ ઝીણું તેમ સંખ્યા અને ગતિ વધારે એ વાત યાદ રાખતાં આપણે જરા આગળ ચાલો. મોટાં મોતી કરતાં ઝીણાં મોતી સંખ્યામાં વધારે હોય છે, અને મોટાં કરતાં નાનાં વધારે ગતિ કરે છે; કેમકે તે સોંઘાં અને સુલભ હોવાથી અનેક હાથમાં ગતિ કરવા પામે છે. એક ઈંટ અથવા પથ્થર જ્યાં નાંખીએ ત્યાં પડે છે પણ તેને વાટીને ભૂકો કરી નાખીએ તો તેને વિસ્તાર પામવાને વધારે જગ્યા જોઇએ છીએ. કોઇ પણ મકાનના ત્રીજા મજલાના દિવાનખાનામાંની મેજ ઉપર પથરા કે ઇંટો આવીને પડતી નથી પણ પથરા કે ઇંટોનાં ઝીણાં પરમાણુઓ ધૂળના રૂપમાં આવીને પડે છે. એક પાતળા કાગળનો પતંગ આકાશમાં અદૃશ્ય થવા જેટલે ઊંચે ચઢી જાય છે. આ ઉપરથી જણાશે કે ઘટ પરમાણુઓ-

વાળાં સ્પર્શજન્ય દોષો ઊંચ્રાડા માલમ પડી આવે છે અને તેમની ગતિ ધીમી છે અને તે જણાઇ આવે એવા હોવાથી સર્વ તેનું નિવારણ કરી શકે છે. પણ જે દોષો થોડા પરમાણુઓવાળા હોય છે તે આંખે માલમ પડતા નથી પણ તે સૂક્ષ્મ હોવાથી તેમની સંખ્યા અને ગતિ વધારે હોય છે. આ કારણને લીધેજ સ્પષ્ટ સ્પર્શજન્ય દોષો કરતાં અસ્પષ્ટ સ્પર્શજન્ય દોષો માટે વધારે કાળજી રાખવી પડે છે: આવી સર્વ સૂક્ષ્મમાં સૂક્ષ્મ કુદરતી રીતિઓને સૂક્ષ્મ દૃષ્ટિએ જોઇ શકનારા સૂક્ષ્મદર્શી મહાત્માઓએ પોતાની ધારવાળી બુદ્ધિના અગ્ર ભાગવડે જે આજ્ઞાઓ ધર્મશાસ્ત્રમાં કરી છે તે ઇશ્વરનીજ આજ્ઞાઓ છે એમ જાણીને તેનું પાલન કરવું. મહંમદ અને ઇસુ જેવા ખોદાના પયગંબરોએ કુરાન અને બાયબલમાં આપેલી આજ્ઞાઓ તે તે ધર્મમાં રહેલા લોકો જેમ શ્રદ્ધાથી પાળે છે તો આપણાં ધર્મ શાસ્ત્રને આપણે કેવી રીતે તેમ પાળવામાંથી છેકી નાંખીએ ?

## બ્રહ્મનિષ્ઠ ગુરૂના સંસર્ગો.

૧૦૯. વસિષ્ઠ વિશ્વામિત્ર જેવા મહર્ષિઓ જ્યારે રામ કે દશરથના મેહેલમાં પધારતા ત્યારે તે રાજર્ષિઓ તેમને દંડવત્ પ્રણામ કરી કહેતા કે મહાત્મન્ આજ અમારો મેહેલ પાવન થયો. આજે પણ આમ કહેનારાઓ છે. આ બધાં શું મિથ્યા ભાષણ છે ? આર્ય અંતઃકરણ મિથ્યા ભાષણને પસંદ કરતાં નથી. મને તમારે માટે ઘણું લાગે છે, એમ કહીને આંખો આંજવાનું કાર્ય તો અનાર્યનું છે. ભારતવર્ષ એવી મિથ્યા જલ્પનાને પસંદ કરતુંજ નથી. મહાત્માઓનાં આગમન તીર્થોની પેઠે અનેક ઉપકારો અને પુણ્યથી ભરેલાં હોય છે.

તેઓ સલાહવડે, શિક્ષણવડે, આચરણવડે અને પોતાના સત્વગુણમયશક્તિપ્રવાહોવડે અને પોતાના ભાર અને તેજથી ઉપકાર સાથે પવિત્રતા આપે છે. માટે અમારો મેહેલ પાવન થયો કે અમારૂં ઘર પવિત્ર થયું એવી શ્રદ્ધાપૂર્વક બોલાતી વાણી મિથ્યા નથી. આવા મહાત્માઓના પ્રભાવને લીધેજ ઉત્તમ કોટિના આચાર્યો અને ગુરૂઓની પધરામણીઓ કરવાનો ગૃહસ્થોમાં જે રિવાજ પડયો છે તે ધર્મનું જ અંગ છે. પણ તેમાં સંભાળ લેવાતી હોય તો તે વધારે લેવાની આવશ્યકતા છે. આ રિવાજ ખરેખર શ્લાધ્ય છે અને પોતાના ઇષ્ટ આચાર્ય કે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરૂના સંસર્ગો કલ્યાણને આપનારા છે. આ સંસર્ગો જેમ ચાહીને કરવા જેવા છે તેમ અંત્યજ વિગેરેના સંસર્ગો થાય તો સ્નાન કરીને સંસર્ગના દોષનું નિવારણ કરવાનું છે. જો સૃષ્ટિમાં સંસર્ગ કરવા જેવા પદાર્થો આપણે સ્વીકારીએ તો સંસર્ગ નહીં કરવા જેવા પદાર્થો સ્વીકારવા પડે છે. ગુણદોષને લઇને લોકોના સુખને અર્થે એવી વ્યવસ્થા રાખવાની જરૂરજ છે.

## સર ઐસાક ન્યુટનનો સિદ્ધાંત.

૧૧૦. તમે એક ચીજના સામે જોઈ રહો. તમારી આંખમાંથી પાણી નીકળશે. આ પાણી કોણે ખેંચી કાઢ્યું ? આ પ્રકારે આંખ અને સામી વસ્તુનું સંમેલન જેમ ક્રિયાને ઉત્પન્ન કરી કંઇ કાર્ય બનાવે છે તેમ આ જગતમાં તમામ વસ્તુઓ સ્થાવર કે જંગમમાં એવી પરસ્પર ક્રિયાઓ ચાલુ રહેલી છે. યુરોપના પેલા જાણીતા તત્ત્વવેત્તા સર ઐસાક ન્યુટન ત્રીજા પ્રકારની ગતિ માટે લખેછે કે "To every action there is always an equal and contrary

reaction; or, the mutual actions of any two bodies are always equal and oppositely directed in the same line." "દરેક ક્રિયાની સામે હમેશ તેના બરોબર જોરવાળી પ્રતિક્રિયા થતી રહેછે; કોઈ પણ બે પદાર્થોની પરસ્પર પ્રત્યેની ક્રિયાઓ હમેશ સરખી હોય છે અને એકજ સીધી લીટીમાં તે સામસામે કામ કરે છે." સર ઐસાકના આ વચનને પણ વિચારમાં રાખીને આપણા શાસ્ત્રની આજ્ઞાઓ તરફ શ્રદ્ધા રાખી ચાલવામાં હાનિ નહીંજ થાય. કોઇ પણ બે માણસ એક બીજાની પાસે આવતાં સામસામી ગતિઓ શરૂ થઇ કામ કરવા માંડે છે અને એવો પણ નિયમ છે કે ગતિની વચમાં જે કંઇ આવે તે ગતિના પ્રવાહમાં હમેશ ઘસડાઇ જાય છે. શરીરના બંધારણનાં જે સ્વચ્છ કે દૂષિત પરમાણુઓ હમેશ જૂદાં પડતાં રહે છે તે ત્રણ ગુણોમાંના એક ગુણવાળાં અથવા કમી જાસ્તી પ્રમાણમાં ગુણવાળાં હોઇ આ ગતિના પ્રવાહમાં સામા શરીર તરફ ઘસડાઇ જાય છે. આ પ્રમાણે હોવાથી જે અસ્પર્શ્ય ઠરેલું છે તેને અસ્પર્શ્યજ રાખવામાં હાનિ નથી. *

## સૂક્ષ્મ દોષોના પ્રવેશ માટે અસંખ્ય મોટા માર્ગો.

૧૧૧. સ્પર્શજન્ય દોષો ઘણી રીતે બાધકારક છે એમ

* જે માણસની આંખો દુઃખતી હોય તે માણસ બીજા સારી આંખોવાળા માણસની આંખો સામે જોઇ રહે તો ઘણા થોડા વખતમાંજ સારી આંખો દુઃખતી આંખોના દોષ ખેંચી લેછે. આવાં અનેક દષ્ટાંતોનો વિચાર સુજ્ઞ વાચકોએ કરી લેવો.

અત્યાર સુધી ઉપર કહેવામાં આવ્યું છે, તેમ છતાં હજી કોઇને શંકા રહેતી હોય કે શરીરમાં એવા કયા માર્ગો છે કે તે દ્વારાએ શરીરમાં એ દોષો દાખલ થાય ? આ શંકા કરવી યોગ્ય નથી; કેમકે મુખ, કાન, નાક વિગેરે માર્ગો તો સ્પષ્ટ છે અને તે ઉપરાંત શરીરમાં એવા સૂક્ષ્મ દોષોને પેસવાને મોટાં પડે એવાં લાખો કાણાં છે. શરીરનાં આ લાખો કાણાં નજરે આવતાં નથી પણ તે છે એમ તો આજે સઘળાઓ માને છે. એવાં લાખો કાણાં શરીરમાં છે એમ માન્યા છતાં જો પ્રશ્ન કરવામાં આવે કે સૂક્ષ્મમાં સૂક્ષ્મ દોષો એ કાણાંને માર્ગે શરીરમાં દાખલ થાય અને બહાર આવે એટલાં બધાં મોટાં એ કાણાં હોય એમ માનવાને સબળ કારણ શું છે ? આનો જવાબ એવો છે કે શરીરે તેલ ચોળવામાં આવતાં તે અંદર ચાલ્યું જાય છે તથા શરીરમાંથી પરસેવાનું પાણી બહાર આવે છે. આમ તેલ અને પાણી જેવી સ્થૂળ અને આંખે દેખાતી ચીજો જ્યારે એ કાણાંને માર્ગે આવજા કરે છે, ત્યારે આંખે નહીં જણાતા સૂક્ષ્મ દોષોને તો એ કાણાં જોઇએ તે કરતાં મોટાં પડે એમાં શંકા ક્યાં રહી ? આ પ્રમાણે કરોડો કાણાંવાળાં મનુષ્ય શરીરો છે. વળી તે ક્ષણભંગુર, કેવળ કુદરતના કબજામાં, અને રૂધિર માંસાદિ પદાર્થોથી બનેલાં છે. એવા દેહને માટે આપણા શાસ્ત્રકારો કહે છે તેવી સૂક્ષ્મતમ વાતો ઉપર ધ્યાન નહીં આપવાની ગંભીર ભૂલ કરીએ તો આપણાં શરીર અને મન દૂષિત થઇ આપણે કદી પણ તરવા પામીએ નહીં. મિત્રો ! શાસ્ત્રકારો કેટલા દયાળુ છે ! સૂતકવાળા પુરૂષને નમસ્કાર કરવાની તે ના કહે છે. શા માટે ? શાસ્ત્રકાર જાણે છે કે વેંત નમનારને સામો હાથ નમે છે; તે પ્રમાણે નમસ્કાર કરનારને પેલો સૂતકી સામો નમસ્કાર

કરશે અને સુતકીના હાથ નમસ્કાર માટે લાંબા થતાં અને બંને હાથ સામા માણસ સામે જોડાતાંજ બંને હાથના બેવડા થયેલા પેલા અદૃશ્ય પ્રવાહોની ગતિમાં, જે દોષોને લીધે તે સૂતકના બંધમાં આવ્યો છે, તે દોષો સામેના નિર્દોષ માણસ તરફ જઇ તેને દૂષિત કરશે. સૂતકીનું અન્ન નહીં ખાવાની અને સ્પર્શ થાય તો સ્નાન કરવાની તે માટે શાસ્ત્રમાં આજ્ઞાઓ થયેલી છે. અંત્યજ હમેશ દૂષિત છે અને સૂતકી થોડી મુદતનો દૂષિત થયેલો હોય છે. પણ દૂષિત થયો એટલે તે અસ્પર્શ્યજ રહે છે, અમારૂં શાસ્ત્ર તે માટે અમને પોકારીને જાગૃત કરે છે. મિત્રો ! તમે જાગો અને જુઓ. બીજાને જાગૃત કરો અને જોવરાવો. સહજકલ્યાણવૃત્તિ રાખો. આખી માનવજાતને સન્માર્ગગામી કરવા પોતપોતાની શકિત અને સાધન પ્રમાણે સર્વ બંધાયલા છો.

## ચાર મજલાના ઘરનું દૃષ્ટાંત.

૧૧૨. શરીરો શિઘ્રદોષગ્રાહી છે એમ ઉપર જણાવી ગયો છું. તેને માટે એક સહેલા દૃષ્ટાંતની કલ્પના કરો. એક મકાનને ચાર માળ અને નવ બારણાં છે; પણ એ મકાનને ચારે બાજુએ ભીંતોને ઠેકાણે જાળીવાળાં-કાણાં કાણાં વાળાં પતરાં જડેલાં છે. એ મકાનમાં પવનને પેસતાં વાર લાગતી નથી. મચ્છર, માંકડ, ચાંચડ વિગેરે જંતુઓ તેમાં સેહેજ પેસી શકે. પવનની સાથે ધૂળ પણ પેસે. ભીંત ઉપર રમતમાં કોઇ પીચકારી મારે તો પાણી કે રંગ ઘરમાં પેસે. પાસેના ઘરની ઉપલા માળની મોરીમાંથી પાણીનો ધૂધવો પડે, તેના ઝીણા છાંટા ઘરમાં આવે. ઉઘાડાં બારણાંમાંથી ચકલાં અને કબૂતર ઘરમાં પેસી જાય. કૂતરાં અને બિલાડાંને પણ પેસતાં

ફાવે. પાસેના ઘરના ઊંદરો ઘરમાં ઝટ લઇને આવે. પાસે રસોઇ-ખાનું હોય તેમાંનો ધૂમાડો ઘરમાં ભરાય. ઘરમાં કશી વાત કરીએ તો બહાર અવાજ ઝટ ચાલ્યો જાય અને બહાર વાત થાય તે સાંભળવા જેવી હોય કે નહોય પણ ઘરમાં સંભળાઇ જાય. આ પ્રમાણે જાળીવાળા ઘરની હકીકત જેમ અક્ષરશઃ ખરી છે તેજ પ્રમાણે માણસનાં શરીરની હકીકત છે. ફેર એટલોજ છે કે પેલું મકાન માણસની કારીગિરીનું છે અને શરીર માણસની કારીગિરી બહારનું છે. મકાનમાં બધું મોટું જણાય છે; શરીરમાં બધું નાનું હોય એમ સમજાય છે. વસ્તુતઃ નાનું નથી. નાની ચીજ આગળ બીજી તેથી વધારે નાની ચીજ આવે, એટલે પહેલાં નાની કહેલી ચીજને મોટી જ કહેવી પડે છે. સૂક્ષ્મ બાબતો આંખે દેખાતી નથી એટલો જ ફરક છે. ઝીણાં ઘડિયાળની રચના ઝીણી હોવાથી બરાબર સમજ પડતાં વાર લાગે માટે જેમ મોટા ઘડિયાળનું મોટું યંત્ર બતાવવામાં આવે તે રીતે ઉપરના દૃષ્ટાંતમાંથી સાર ગ્રહણ કરવાનો છે. એવા જાળીવાળા બ્રાહ્મણ કે ક્ષત્રિયના મકાન જોડે એવાજ ઘાટ અને નમુનાનું કાણાંવાળું એક અંત્યજનું ઘર હોય તો શું થાય તેની કલ્પના તમેજ કરી લેજો.

## એ ઘરમાં રહેનારો પુરૂષ.

૧૧૩. આવા જાળીવાળા ઘરમાં એક પવિત્ર પુરૂષ રહે છે; તેને જો જાળીનાં કાણાં અને બારણાંને રસ્તે ધૂળથી, ચાંચડથી, મચ્છરથી અને અસ્પર્શ્ય પાણી વિગેરે પદાર્થોથી પીડિત કરવામાં આવે તો તે પુરૂષ જેમ પવિત્ર સ્થિતિમાં રહી શકતો નથી અને પોતાની સ્થિતિ ગમે તેવા ઊંચા પ્રકારની કરવાની

ઇચ્છા હોય તેમ છતાં આ બહારથી આવતા કલેશોને લીધે જેમ તે પ્રસન્ન રહી શકતો નથી, અને નિર્દોષપણે અને નિર્વિઘ્નપણે પોતાને ખીલવી શકતો નથી, તે પ્રમાણે શરીરમાં સૂક્ષ્મ રીતે રહેલાં મન અને આત્માને માટે સૂક્ષ્મ દોષોને પાળવાની આવશ્યકતા સ્વીકારવીજ પડેછે. જે લોકો આ પ્રમાણે સ્પર્શજન્ય સૂક્ષ્મ દોષોને પાળતા નથી તે શરીરમાં રહેલા પુરૂષ રૂપની શકિતઓને ખીલવવામાં હરકતોજ નાખે છે એમ સમજવું. માણસનામાં ઘણી મોટી શકિતઓ રહેલીછે; તે શકિતઓ ઇશ્વિરત્વથી ભરેલી છે. આ મનુષ્ય જન્મ તે શકિતઓ ખીલવવાને, પોતાના સ્વરૂપને આવરણ રહિત કરી ઓળખી ચાલવાને, અને એ રીતે ઇશ્વિરત્વ પામવાનો આવેલો વારો નહીં ગુમાવી નાખવાને માટે છે. માટે મિત્રો ! આવો ઉત્તમ પ્રસંગ મળ્યો છે તેનો સદુપયોગ એવી રીતે કરી લેવાની તમને પ્રાર્થના છે કે તમે જે ઉપલા પગથીયા સુધી કુદરતી રીતે ચઢી આવ્યા છો, તે છેવટનું પગથીયું પુરૂષાર્થથી કૂદી પોતાના ખરા મજલા ઉપર જવાને પ્રસંગે ભૂલાવો ન ખાઓ કે ભ્રાંતિમાં ન પડો તેની સંભાળ રાખજો.

## જૂદા જૂદા સુખ દુઃખના વિષયો માનનારી પ્રકૃતિઓ.

૧૧૪. કેટલીક પ્રકૃતિઓજ એવી હોય છે કે જે ખોટા પદાર્થો અને ખોટી સગવડોમાંજ સુખ પામે છે. કુકડાને સ્વચ્છતાવાળી જગ્યામાં રાખો તેના કરતાં તે ગંદકીવાળી જગ્યાજ વધારે પસંદ કરશે. કૂતરાને ઓટલા ઉપર પાટ નાખી પાથરણું પાથરી બેસાડો તેના કરતાં તેને ગાડી ગાડાંના ચીલામાંજ બેસવાની મોજ વધારે લાગશે. ઘણા દિવસો

સુધી સળડાવેલી ચીજોના અથાહી મિશ્રણવાળા દારૂના પીના-રાઓને દૂધના પ્યાલા કરતાં દારૂનો પ્યાલોજ વધારે પસંદ પડશે. માંસાહારમાં ટેવાયલાને માંસાહારમાંજ અન્નના આહાર કરતાં વધારે ચિત્ત લાગશે. તમાકુના ખાનારને ઇલાયચી કરતાં તમાકુનો સ્વાદ મુખમાં વધારે વખત રાખવાની રૂચિ વધારે રહેશે. બે ત્રણ દિવસનો ટાઢો ભાત કોઇ પ્રકારે સ્વાદ કરી ખાનારને તાજો ભાત દૈવત વગરનો જણાશે. ખારાં ખાટાં અને તીખાં ભોજનને પસંદ કરનારા ગળપણવાળાં અને ઘીવાળાં ભોજનમાં ઓછું મન કરશે. **द्वौ भूतसर्गौ लोकेऽस्मिन् दैव आसुर एव च** એ શ્રીકૃષ્ણના વચન પ્રમાણે દૈવી અને આસુરી એવી પ્રાણીઓની સૃષ્ટિમાં બેમાંથી એક પ્ર-કૃતિને અનુસરીને પ્રાણી માત્રની રહેણી કરણી બંધાયલી હોય છે. ગાયને સાત્વિક ખોરાક પસંદ આવે છે અને વાઘને તેથી ઉલટું હોય છે. આ પ્રમાણે સર્વત્ર સમજી લેવું. આશ્ચર્યકારક બુદ્ધિવૈભવવાળા અને પ્રાણી માત્રની પ્રકૃતિને પોતાના યોગૈ-શ્વર્યથી અતિ સૂક્ષ્મમાં સૂક્ષ્મ છેડા સુધી ઓળખનારા મહાત્મા શ્રીકૃષ્ણ કહે છે કે—

**यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।**
**उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥**

"રાંધ્યા પછી જેની ઉપર પહોર વીતી ગયો હોય, અર્થાત્ જે ઘણું ઠંડું અથવા ઠરી ગયેલું હોય, જે દુર્ગંધ-વાળું હોય, જે આગલા દિવસનું હોય, જે ઉચ્છિષ્ટ એટલે બીજાએ ખાતાં વધેલું હોય, તથા જે ખાવાને યોગ્ય ન હોય, એવા પ્રકારનું ભોજન તામસ પ્રકૃતિવાળાને વહાલું લાગે છે."

આ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચનમાં શું કહેલું છે તેનો વિચાર કરો અને જગતનો જરા બારિક અનુભવ જુઓ એટલે તરત સમજાશે કે જેને એક જણ ખોટું કહે છે તેને સારૂં માનનાર બીજો હોય છે. અંત્યજ જાતિમાં તામસ ગુણ મુખ્યત્વે રહેલો છે અને તેથી તેઓ જેમાં સુખ માને છે તે પદાર્થોમાં બીજાઓ દુઃખ ગણે એવા પ્રકારો બનતા આવ્યા છે. પોતાનાં દુઃખ અને સુખનાં સાધન વડેજ આ જગતમાં સર્વને દુઃખ અને સુખના ભોક્તા બનાવી શકાય એમ જે દેખાય છે તેમાં ગુણ અને પ્રકૃતિનો મેળ લેવાનું ચૂકીએ તો આપણે સર્વાંશે ખરો હિસાબ કરી શકીએ નહીં. પેહેલા દિવસની રોટલી બીજે દિવસે ખાવી પડ્યાથી માંદા થનારા જગતમાં છે, અને એક પખવાડીયાની રોટલીને ખાઈ નહીં માંદા થનારા જગતમાં છે. ચાર દિવસનો ટાઢો ભાત ખાઇને મહોત્સવ માનનારા છે અને એક પહોર વીતી ગયેલા ભાતને ખાવાને પ્રસંગે નારાજ થનારા પણ છે. ગંદકીવાળી શેરીઓમાં લાંબુ આયુષ્ય ભોગવનારા લોક રહેલા હોય છે અને એક કલાક ખોટી હવામાં રહેવાના પ્રસંગને અતિ દુઃખકારક અનુભવનારા પણ છે. દયાળુ પરમાત્માએ એવી કુદરત રચી છે કે ગમે તે સ્થિતિમાં સુખ અને દુઃખ ભોગવાવી શકે છે. સુખ દુઃખના ભોગવટા માટેજ શરીર થયેલાં છે. બળદને બળદ રાખીનેજ તે રાજવૈભવ અપાવે છે અને કૂતરાને કૂતરો રાખીનેજ ચાર ઘોડાની ગાડીમાં સહેલ કરાવે છે. અંત્યજને અંત્યજ રાખીનેજ તે સુખીઆમાં સુખીઓ બનાવે છે. સુખને માટેજ બધી ખટપટ છે અને તે તો ગમે તે સ્થિતિમાં મળી શકે છે.

## અંત્યજો શરીર બદલીનેજ સ્પર્શ્ય થઇ શકે.

### ર્ણવ્યવસ્થા પ્રત્યે સિંહાવલોકન.

૧૬૫. કાશીવાળાં વિદુષી બાઇ એની બેઝન્ટ કે જેમના સર્વ વિચારને હું મળતો થઇ શકતો નથી પણ જે બાઇ વિદ્વાન અને વિચારશીલ છે તેઓ અંત્યજોનો સ્પર્શ કરવાની બાબતમાં શું કહે છે તે જુઓઃ—

"Their bodies, at present are ill-odorous and foul, with the liquor and strong-smelling foods out of which for generations they have been built up; it will need some generations of purer food and living to make their bodies fit to sit in the close neighbourhood of a school-room with children who have received bodies from an ancestry trained in habits of exquisite personal cleanliness and fed on pure foodstuffs. We have to raise the depressed classes to a similar level of physical purity and not to drag down the clean to the level of the dirty, and until this is done close association is undesirable."

" હાલ તેમનાં ( અંત્યજોનાં ) શરીર ખોટી વાસ આપનારાં અને બગડેલા વાસ મારનારા ખોરાક અને દારૂ જેવા પદાર્થો કે જેનાથી ઘણા જમાનાઓ થયા તેમનું બંધારણ થયેલું છે તેથી મલિન છે. સૂક્ષ્મ શારીરિક પવિત્રતાની રીતિ-

ઓ પાળનારા પૂર્વજોથી ઉતરી આવેલાં અને પવિત્ર ખોરાકથી ઉછરેલાં શરીરવાળાં બાળકોની જોડે નિશાળની ઓરડીમાં અડોઅડ બેસવાને લાયક અંત્યજોનાં શરીર બનાવવાને સ્વચ્છ ખોરાક અને સ્વચ્છતાના પાલનવાળા કેટલાક જમાનાઓ અવશ્ય વીતી જવા જોઇએ. અંત્યજ જાતિઓને આપણે શારીરિક સ્વચ્છતાની સરખી સપાટી ઉપર આણવાની છે, અને પવિત્ર લોકોને મલિનતાની સપાટી ઉપર તાણી જવાના નથી. અને આ પ્રમાણે જ્યાં સુધી થાય નહીં ત્યાં સુધી અંત્યજોનો નિકટ સંબંધ ઇચ્છવા જેવો નથી.” મિત્રો ! આ પ્રમાણે અભિપ્રાય વાંચી તેથી વધારે આગળ સૂક્ષ્મ વિચાર કરવા તમને મારી વિનંતિ છે. ઉપરના અભિપ્રાયમાં અંત્યજો અસ્પર્શ્ય છે એમ કહેલું છે, તે તો બરોબર છે; પણ કેટલાક જમાનાઓ સુધી અંત્યજો પાસે પવિત્રતા પળાવીને પછી તેમને સ્પર્શ્ય બનાવવાનો વિચાર ભૂલ ભરેલો છે. એમ સ્પર્શ્ય બનાવવામાં તો કેટલાક જમાનાઓનાં બસો ચારસો વર્ષ જતાં રહેશે, ત્યારે સ્પર્શ્ય બની આવ્યાનું કદાચ એકવાર તમે સ્વીકારશો; પણ એ ચારસો વર્ષ સુધી તેમણે પવિત્રતા પાળી છે, એવી દેખરેખ ચાલુ રીતે રાખવાનું કઠિન કામ કોણ માથે લે છે ? એમ વર્ષો ગુમાવવા કરતાં તેને ૬૦ કે ૭૦ વર્ષનું આયુષ્ય યકીનથી પોતાના ધંધામાંજ ગાળવા દો, એટલે પછી તરતજ એને ઊંચી કહેવાતી વર્ણમાં જન્મ મળશે. અને સર્વ રીતે તેણે ભક્તિમાન રહીને ઈશ્વરે સોંપેલું કાર્ય આખી જીંદગી ફરજ સમજી બજાવ્યું હશે તો તેને સંસિદ્ધિ પ્રાપ્ત થઇ ઈશ્વર સાથે એકતા પણ મળશે. તેમને તેમના સહજ ધર્મમાંથી ભ્રષ્ટ કરી તેમને મુક્તિના અને ઊંચી સ્થિતિના માર્ગમાંથી રદ કરવામાં શું હાંસલ છે ?

તેમને તમારાથી બની શકે એટલા સુખમાં રાખો એજ કર્ત્તવ્ય છે. બ્રાહ્મણ હોય કે અંત્યજ હોય પણ તેને ઈશ્વરે જે કામ કરવાને મૂકયો હોય તેજ કામ તેણે કરવું એમાં ઈશ્વરની પ્રસન્નતા અને મુક્તિ છે.

**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः**

" મોત આવે તો ભલે પણ સ્વધર્મ પાળવામાંજ શ્રેય છે અને પારકો ધર્મ ભય કરનાર છે." અહીંયાં ધર્મનો અર્થ કીર્તન કરવા બેસવું એવો નથી, તેમ હિંદુએ પારસી ધર્મ પાળવો કે બીજો ધર્મ પાળવો એવો પણ અર્થ નથી. અહીં ધર્મ એટલે સનાતન વર્ણાશ્રમવ્યવસ્થા પ્રમાણે જે ધંધો પ્રાપ્ત થયો હોય તે, એવો અર્થ છે. લાખો વરસની પરંપરાએ પ્રાપ્ત થયેલાં મલિન શરીરો બસો ચારસો વરસમાં બદલાવી નાખવાનો વિચાર કેવળ ભૂલ ભરેલો છે. ગિરનાર ઉપરથી ઉતરતાં છ કલાક થયા હોય તો ચઢતાં બાર કલાક થવા જોઇએ. તે પ્રમાણે લાખો વરસથી ઉતરી ચાલી આવેલા અંત્યજ ભાઇઓને પવિત્રતાના ડુંગર ઉપર ચઢવાને લાખોથી બમણાં વરસ જોઇએ કે જે વાત ન બની શકે એવી છે. તેમને માટે બેજ રસ્તા છેઃ એક શરીર બદલી નવો જન્મ લેવાનો અને બીજો શારીરિક બળ વાપરી ગમે ત્યાં ઘુસવાનો. અરે બ્રાહ્મણ હોય ને અમુક મુદત સુધી સંસ્કાર ન પામે તો પછી તેને બ્રાહ્મણ થવાનોજ માર્ગ બંધ થઇ જાય છે, તો પછી વૈશ્ય બ્રાહ્મણ થાય ને શૂદ્ર બ્રાહ્મણ થાય ને અંત્યજ ચઢતો ચઢતો ઊંચે આવી બ્રાહ્મણ થાય એતો કલ્પનાજ મિથ્યા છે. ઉપર જે બે માર્ગ બતાવ્યા છે તેમાંનો પહેલો માર્ગ ઈશ્વરસંમત છે અને બીજો માર્ગ પણ ઈશ્વરને અવતાર માટે આમંત્રણ કરવા જેવો છે. ઇશ્વરે જે

વર્ણમાં જન્મ આપ્યો તે વર્ણમાં અને તેજ વર્ણના ધંધામાં આયુષ્યની આપેલી મુદત આપણે ગાળીએ તોજ ઈશ્વર પ્રસન્ન થાય છે. એ મુદતનું આપણું કામકાજ જોઈને આપણને યોગ્ય સ્થિતિમાં તે પછી બીજીવાર મૂકવા કે પોતાની પાસેજ રાખી લેવા એ તો પરમેશ્વરના ઇન્સાફની વાત છે. એમાં માણસે ડહાપણનો ઉપયોગ કરવાની આવશ્યકતા નથી. **पथि शूद्रवदाचरेत्** એમાં મુસાફરીમાં શૂદ્રની પેઠે આચાર ઓછો પળાય તો હરકત નહીં એટલોજ અર્થ કરવાનો છે. મુસાફરીમાં શૂદ્રનો ,ધંધો કરવા માંડવો અથવા કુંવારા હોઈએ તો મુસાફરીમાં શૂદ્રની કન્યાને પણ પરણી લેવી એવો અર્થ કરવાનો નથી. તેજ પ્રમાણે—

**जन्मना जायते शूद्रः संस्काराद्द्विज उच्यते**

એનો ઝોક બધો સંસ્કારો કરવા ઉપર છે. સંસ્કાર વગર કોઈ રહી ન જાય તે માટે કહેલું એ ચાનક રખાવનારૂં વચન છે. આગળ કુવો છે માટે હાથમાં ફાનસ આપ્યા જેવું એ વાકય છે. એનો અર્થ એટલોજ કરવાનો છે કે જન્મેલા માણસને જ્યાં સુધી સંસ્કાર નથી થયા ત્યાં સુધી તે શૂદ્ર જેવી સ્થિતિમાં છે. એટલે બ્રાહ્મણના છોકરાને બ્રાહ્મણ કયારે કહીશું કે જ્યારે એને ઉપનયન સંસ્કાર થશે ત્યારે. જેમકે ભસ્મ ધારણ કર્યા વગર જો બ્રાહ્મણ શ્રૌત સ્માર્ત કર્મ કરવા માંડે તો તેને ચાંડાલ જાણવો એમ એક ઠેકાણે કહ્યું છે, તેનો અર્થ તેને ચાંડાલમાં નાખી દેવો એવો નથી. તે પ્રમાણે બુદ્ધિપૂર્વક ઉપરના વાકયનો અર્થ કરવાનો છે. ઉપનયન સંસ્કાર થાય નહીં ત્યાં સુધી વેદોકત કર્મનો અધિકાર થતો નથી, સંધ્યાવંદનાદિ કર્મ થઇ શકતાં નથી, ગુરૂકુળમાં વિદ્યાં

ભણવા જવાતું નથી એટલે ત્યાં સુધી તે શૂદ્ર જેવો છે અને આચાર પણ શૂદ્ર જેવો રહેવા પામેછે; માટે શૂદ્ર શબ્દ વપરાયલો છે. બધાએ શૂદ્રજ જન્મે છે અને સંસ્કાર કરે એટલે બધાથીએ બ્રાહ્મણ થઇ જવાય છે એવો પ્રમાદીઓને ખુશી કરી ખરાબ કરવાનો અર્થ તેનો છેજ નહીં. સ્ત્રીઓને ઉપનયન સંસ્કાર થતો નથી ત્યારે તે શૂદ્ર રહી અને પુરૂષોને સંસ્કાર થયા એટલે દ્વિજ થયા. ત્યારે શું બધા બ્રાહ્મણો શૂદ્ર સ્ત્રીઓને પરણે છે ? એ તો વર્ણસંકરતા થઇ ! અરે વર્ણસંકરતા તો અમેરિકામાંએ થતી નથી. યુનાઇટેડ સ્ટેટસના વરજીનીયા નામના સંસ્થાનમાં હમણાં બીજી વર્ણની સ્ત્રી સાથે લગ્ન કરનારને અઢાર વર્ષના કેદખાનાની સજા થઇ હતી. ત્યારે શું હિંદુસ્તાનમાંજ ગોટાળો ઘાલવો છે ? બાપ બ્રાહ્મણ, દાદો શૂદ્ર, છોકરો ક્ષત્રિય અને પોતે વૈશ્ય એમ પણ થાય ખરૂં કે ? દાદાને સંસ્કાર કરવાનો રહી ગયો એટલે શૂદ્ર થઇ ગયો હોય; બાપને નાનપણમાં આઠમે વર્ષે સંસ્કાર કરવામાં આવ્યો હોય તેથી બ્રાહ્મણ બની ગયો હોય, પોતે વેપાર કરતો હોય એટલે વૈશ્ય થયો હોય અને છોકરાએ બેંકમાં નોકરી ન મળવાથી લશ્કરમાં નોકરી લીધી હોય એટલે ક્ષત્રિય થયો હોય. જો એમ ગમે તેમ કરી શકાતું હોય તો પછી શૂદ્ર અને વૈશ્ય એવા વર્ણની જરૂર શી ? બધાએ હિંદુ, એટલું ટુંકુને ટચ શું ખોટું ? જરૂર હોય તો ધંધા પ્રમાણે નામ રાખી વર્ણનાં નામજ રાખવાની શી જરૂર ? વળી જન્મથી શૂદ્ર પણ જન્મ્યા એટલી ભાંજગડ શા માટે જોઇએ ? અને વળી દ્વિજ બનાવવાનીએ શી આવશ્યકતા ? જન્મ્યા એટલા હિંદુજ, એમ માનવું, અને ગમે તે ધંધો ધારણ કરવો. જરૂર પડે તો વચમાંજ વર્ણ બદલવો. નહીં

તો પંદર ચોકુ સાઠ. પંદર વર્ષ સુધી વાણીઆને ત્યાં વેપાર શીખી વૈશ્ય રહેવું. વેપારમાં ન ફાવ્યું એટલે બીજાં પંદર વર્ષ પોલિસમાં નોકરી કરી ક્ષત્રિય થવું. પંદર વર્ષમાં નોકરીની બુજ ન થઇ એમ જાણી નારાજ થઇ કોઇની ઘર ખાનગી નોકરીમાં શુદ્રનું કામ કરવા રહી શુદ્ર થવું અને પછી એટલામાં કોઇ ગુરૂ મળ્યો અને સંસ્કાર કરી દીધો એટલે બ્રાહ્મણ બની ગયો. આમ થાય ખરૂં કે ? એમ થાય તો ભારતવર્ષ નામ બદલીને ભ્રષ્ટતાવર્ષ નામ આપણા વહાલા દેશનું પાડવું પડે. એમ ગમે તેમ અર્થ કરવામાં આવે તો પછી એવો અર્થ કેમ નથી કરતા કે અંત્યેષ્ટિ સંસ્કાર થયો એટલે બીજો જન્મ થયો એટલે દ્વિજ કહેવાયો ? પણ એવા મનસ્વી અર્થ કરી શકાયજ નહીં. એમ જો થતું હોત તો રામ, કૃષ્ણ અને મનુ જેવા અનેક તેવો વહીવટજ કેમ ન પાડત? વહીવટ કદી ન પાડયો તો ઠીક પણ તે વિરૂદ્ધ એક શબ્દ પણ બોલ્યા વિના કેમ રહેત ? માટે આવો લોકની ખરાબી કરવાનો અર્થ કરવો નહીં અને કોઇ કરે તો તે માનવો નહીં. જન્મથીજ જાતિ માનવાની છે. બ્રાહ્મણમાં પચાસ જન્મ થયા એટલે બ્રાહ્મણ વર્ણની ટુકડીમાં પચાસ માણસની ભરતી થઇ એમ સમજવું. ટુકડીના ( અહીં વર્ણના ) રચનારેજ અને તે પ્રમાણે વ્યવસ્થા ચલાવનારેજ ગુણ કર્મનો વિચાર કરેલો છે અને નવી ભરતી વખતે કર્યે જાય છે. એમાં માણસથી ઘાલઘુસડ થાયજ નહીં. જ્યાં સુધી ઈશ્વરને માનો ત્યાંસુધી એમ કરવાનો અવકાશજ નથી. **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन** એટલે જે કર્મ કરવાની યોજના થયેલી છે તે કર્મજ કરવાનો અધિકાર છે. બીજો અધિકારજ નથી, ફળનો અધિકાર પણ કદી નથી. જે કામ સોંપાયું હોય તેમાંજ

સારામાં સારા થવું એજ કર્ત્તવ્ય છે. વધારે ફાયદો આપવો કે થોડો ફાયદો આપવો એ જોવાનું કામ તો નિમણૂક કરનારનું જ છે, માણસનું નહીં. સોંપાયલું કામ છોડી દેવાય નહીં. છોડવામાં આવે તો **ततः स्वधर्मं कीर्तिंच हित्वा पापमवाप्स्यसि** સ્વધર્મનો ત્યાગ થાય, અપયશ થાય અને પાપ લાગે. માટે મિત્રો ! ઈશ્વરે સોંપેલું કાર્ય કરૂં છું એ વાત જ્યારે ખરી રીતે મનમાં ઠસશે ત્યારેજ ભારત વર્ષની ઉન્નતિ થશે. માટે પવિત્રતા પળાવીને અંત્યજોને ઊંચી વર્ણના બનાવવાની વાત ભૂલ ભરેલી છે, એમ એકંદર હકીકતથી સુજ્ઞોને વિદિત થશે. અંત્યજો પોતે પોતાની મેળે પવિત્રતા પાળે અથવા પળાવવાથી પાળે તો તેમાં તેમને ફાયદો છે અને ઘણા જમાનાઓ સુધી પવિત્રતા પાળે તો બીજાઓને સ્પર્શજન્ય દોષ ઓછા લાગે એટલું બને, પણ એથી આગળ જઈ તેમને સ્પર્શ્ય બનાવવામાં તો હાનિજ છે. શરીરની શુદ્ધિને માટે શરીર બદલ્યા શિવાય બીજો માર્ગજ નથી. એ બાબતમાં માથું ઘાલવાનો માણસને અધિકારજ નથી; હાલ એટલુંજ કહેવું પુરતું છે.

## આચારશુદ્ધિમાટે થોડાં શાસ્ત્રવચનો.

૧૧૬. આચારશુદ્ધિ પાળવાના વિષયમાં શાસ્ત્રનાં થોડાં પ્રમાણો આપ્યા વગર ચલાવી લેવાય નહીં, તેથી નીચે થોડાંક પ્રમાણો આપ્યાં છે. શાસ્ત્રમાં થયેલી આજ્ઞાઓમાંથી થોડી બતાવી છે. છાંદોગ્યોપનિષદ્‌માં કહ્યું છે કેઃ—

**आहारशुद्धौ सत्त्वशुद्धिः**
**सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः**

"આહારની શુદ્ધિ સત્ત્વશુદ્ધિને આપનારી છે અને સત્ત્વશુદ્ધિમાં નિશ્ચળ સ્મૃતિ–પોતાના સ્વરૂપને ઓળખવાનું જ્ઞાન અને કુદરતે ભૂલાવેલી વાતો યાદ કરવાની શકિત અથવા દૂરના બનાવો સમજવાની પાત્રતા–આપે છે. શ્રીકૃષ્ણચંદ્ર આચારશુદ્ધિ અને પવિત્રતા જેવી અગત્યની વાત અર્જુન જેવા સુઘડ મિત્રને અનેક રીતે સમજાવતાં કહે છે કેઃ—

**अभयं सत्त्वसंशुद्धिः**

એટલે નિર્ભયપણું અને સત્ત્વસંશુદ્ધિ એ પ્રાપ્તવ્ય છે. વળી ઈશ્વરના ધ્યાનયોગ વખતે પવિત્ર જગ્યાએ બેસવું એમ સમજાવતાં કહે છેઃ-

**शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः**

એટલે પોતાનું સ્થિર આસન પવિત્ર સ્થળને વિષે કરવું. આમાં પૃથ્વીનો પણ પવિત્ર ભાગ શોધવાને અર્જુનને શા- માટે કહેવું પડયું ? આમ પવિત્ર જગ્યા શોધવાનું કહેવામાં આવે છે તો પવિત્ર શરીરને ઝીણામાં ઝીણી રીતે સંભાળ- વાની આવશ્યકતા એમાંજ સ્પષ્ટ રીતે દેખાય છે.

**अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः**

એટલે અનાયાસે મળેલી વસ્તુમાં પણ જે ઇચ્છારહિત છે, જે બાહ્ય તથા આભ્યંતર શૌચયુકત છે, જે પક્ષપાત- રહિત અને ગતવ્યથ છે તે મારો ભકત મને વહાલો છે. વળી જ્ઞાન કોને કહે છે તે વાત સમજાવતાં પણ શ્રીકૃષ્ણ મહાત્મા વળી અર્જુનને કહે છે કેઃ—

**आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः**

એટલે આચાર્યની સેવા, બાહ્ય અને આંતર શૌચ, સ્થિરતા અને શરીરને નિયમમાં રાખવું વિગેરે કર્તવ્યો છે. પુનઃ તેજ વાત કહે છે કેઃ—

**तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता**

એટલે તેજ, ક્ષમા, ધૃતિ, બાહ્ય તથા આભ્યંતર શુદ્ધિ, અદ્રોહ અને પોતાને વિષે પૂજ્યપણાનું અભિમાન ન કરવું એજ ઇચ્છવા જેવી બાબતો છે. વળી તેઓ કહે છે કેઃ—

**न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते**

એટલે હે અર્જુન આસુરી સંપત્તિ સાથે જન્મ પામેલાઓમાં પવિત્રતા, આચાર અને સત્ય માલમ પડતાં નથી. વળી તેઓ કહે છે કે :—

**मोहाद्गृहीत्वाऽसद्ग्राहान् प्रवर्तन्तेऽशुचिव्रताः**

એટલે " અપવિત્ર રીતે ચાલનારા તેઓ **દુરાગ્રહને માત્ર મોહવડે પકડીને પ્રવર્તે છે.** " આવાં અનેક વચનો શ્રીકૃષ્ણચંદ્રે કહ્યાં છે. અર્જુન જેવા સર્વથા પવિત્રતાને ઓળખનારા બુદ્ધિમાન અને દૈવી સંપત્તિવાળા મિત્રને આમ અનેકરીતે પવિત્રતાનો ઉપદેશ કરવાની જરૂર શ્રીકૃષ્ણને એટલાજ માટે જણાઇ હતી કે જેથી પવિત્રતા જેવી ઊંચી વસ્તુની કિંમત અર્જુનના મનમાં દૃઢ રહેવા પામે.

## સ્મૃતિ વચનો.

૧૧૭. ઉપર પ્રમાણે શ્રીકૃષ્ણનાં થોડાં વચનો જોયા પછી

સ્મૃતિ વિગેરેનાં થોડાં વચનો નીચે આપ્યાં છે તે લક્ષમાં રાખી વિચાર કરનારને સ્મૃતિકારોની હિતબુદ્ધિનું ભાન થયા વગર રહેશેજ નહીં:—

दिवाकीर्तिमुदक्यां च पतितां सूतिकां तथा ।
शवं तत्स्पृष्टिनं चैव स्पृष्टः स्नानेन शुद्ध्यति ॥
( म. )

" અંત્યજને, રજસ્વલાને, પતિતને, સૂતિકાને, શબને તથા તેને અડકનારને અડકીને સ્નાન કર્યાથી શુદ્ધ થવાય છે.

उदक्यास्पर्शने स्नायादंशुकेनांगतोऽपि वा
( प. )

" રજસ્વલાને શરીરથી કે વસ્ત્રથી સ્પર્શ થયો હોય તો પણ સ્નાન કરવું. "

वस्त्रसंस्पर्शने तस्य सचैलांगावगाहनम् ।
अंगस्पर्शनवत्तस्य वदंति द्विजसत्तमाः ॥

" અંગનો સ્પર્શ અને વસ્ત્રનો સ્પર્શ સ્પર્શદોષમાં બરાબરજ છે, માટે વસ્ત્રનો સ્પર્શ થતાં પણ સચૈલ સ્નાન કરવું એમ ઉત્તમ બ્રાહ્મણો કહે છે. "

वस्त्राद्यंतरिते स्पर्शे साक्षात्स्पर्शोऽभिधीयते ।

" વસ્ત્ર વચમાં આવીને સ્પર્શ થયો હોય તે સાક્ષાત્ સ્પર્શની બરાબરનોજ સ્પર્શ કહેવાય છે. "

चांडालैः श्वपचैः स्पृष्टे निशि स्नानं विधीयते ।
न वसेच्चेदयं रात्रौ निशि स्नानेन शुद्ध्यति ॥
अथ तत्र वसेद्रात्रिमज्ञानादविचक्षणः ।
तदा तस्य तु तत्पापं शतधा परिवर्तते ॥

" ચાંડાલનો અને શ્વપચનો સ્પર્શ થયો હોય તો રાતે પણ સ્નાન કરવું જોઈએ. રાતમાં પણ સ્નાન કર્યા વગર રહેવું નહીં. રાત્રે સ્નાન કરીને પણ શુદ્ધ થવાય છે. પણ જો કોઈ મૂર્ખ અજ્ઞાનને લીધે સ્નાન કર્યા વગર રાતે રહે તો તેનું તે પાપ સોગણું થઈને તેને વીંટાઈ વળે છે." (પાપ ૯૯ થાય છે.)

अस्तं गते यदा सूर्ये चांडालं पतितं स्त्रियम् ।
सूतिकां स्पृशतश्चैव कथं शुद्धिर्विधीयते ॥
जातवेदः सुवर्णं च सोममार्गं तथैव च ।
ब्राह्मणानुमतेनैव स्नात्वा दृष्ट्वा च शुद्ध्यति ॥

" સૂર્યનો અસ્ત થયો હોય અને પછી ચાંડાળનો, પતિ-તનો અથવા સુવાવડી સ્ત્રીનો સ્પર્શ થયો હોય તો શુદ્ધિ કેવી રીતે થાય ? તેનો રસ્તો એવો છે કે બ્રાહ્મણની અનુમતિ લેઈને અગ્નિ, સુવર્ણ તથા સોમ માર્ગનાં દર્શન કરીને સ્નાન કરવાથી શુદ્ધ થવાય છે. "

अन्यदा वमने स्नायात्तथा शोकाश्रुपातयोः

" ઉલટી થઈ હોય તથા શોકાશ્રુપાત થયો હોય તોપણ સ્નાન કરવું. "

नारं स्पृष्ट्वास्थि सस्नेहं स्नात्वा × विशुद्ध्यति

" ચિકાશવાળું કે ભીનાશવાળું માણસનું હાડકું પડ્યું હોય તેને અડકાય તો સ્નાન કરીને શુદ્ધ થવાય છે."

**चितिं च चितिकाष्टं च पूयं चंडाल मेवचे ।**
**स्पृष्ट्वा देवलकं चैव सवासा जलमाविशेत् ॥**

"ચિતાને, ચિતાના કાષ્ટને અને અંત્યજને તથા દેવલકનો સ્પર્શ થયો હોય તો વસ્ત્રો સાથે જળમાં પ્રવેશ કરવો." આ પ્રમાણે અનેક વચનો છે અને તે ઘણી ભારે પરોપકાર બુદ્ધિએ લખાયલાં છે. સ્પર્શજન્ય દોષો વિષે પાછળ જે કહેવામાં આવ્યું છે તેનો આ વચનો વાંચતી વખત વિચાર કરવાથી સ્પર્શ્યાસ્પર્શ્ય વિચારનું રહસ્ય લક્ષમાં આવશે. આ વિષય વધારે લંબાવવાની આવશ્યકતા નથી. સંસર્ગજન્ય દોષો વધારે કે ઓછા પ્રમાણમાં લાગવાના પ્રસંગોને અનુસરીને શુદ્ધિ કરવાના જૂદા જૂદા માર્ગો શાસ્ત્રોમાં બતાવ્યા છે. સ્નાન, જપ, તપ, ક્ષાલન, પ્રોક્ષણ, અગ્નિસ્પર્શ, સુવર્ણ સ્પર્શ, સૂર્યદર્શન, આચમન, ઉપવાસ, માર્જન, પંચગવ્યાશન, ચાંદ્રાયણાદિ વ્રત અને ગાયત્રી તથા વિષ્ણુ નામનો જપ એ શારીરિક અને તેને લીધે થયેલી માનસિક અશુદ્ધિના નિવારણના શાસ્ત્રોક્ત ઉપાયો છે. અજાણતાં થયેલા સ્પર્શ કરતાં બુદ્ધિપૂર્વક થયેલા સ્પર્શ ઘણા દોષથી ભરેલા છે. હવે સ્પર્શનો દોષ ક્યાં અને ક્યારે લાગતો નથી તે વિષે શાસ્ત્રમાંનાં થોડાં વચન ઉતારવાં જોઈએ કે જેથી શાસ્ત્રકારોની સહજકલ્યાણવૃત્તિનો પણ ખ્યાલ આવી શકે:—

**तीर्थे विवाहे यात्रायां संग्रामे देशविप्लवे ।**
**नगरग्रामदाहे च स्पृष्टास्पृष्टिर्न दुष्यति ॥**
**(अ)**

" તીર્થમાં, વિવાહનાં પ્રસંગમાં, સંગ્રામમાં, દેશવિપ્લવને વખતે તથા નગર કે ગામ બળતું હોય ત્યારે સ્પર્શાસ્પર્શનો દોષ થતો નથી."

**विवाहोत्सवयज्ञेषु संग्रामे जनसंकुले ।**
**पलायने वनेऽरण्ये स्पृष्टास्पृष्टिर्न दुष्यति ॥**

" વિવાહોત્સવ અને યજ્ઞમાં જ્યાં ઘણા લોકો જોવાને અને દર્શન કરવાને એકઠા થાય છે ત્યાં, મેળાઓમાં, સંગ્રામમાં તથા દોડા દોડી થઇ રહી હોય ત્યાં, વનમાં કે અરણ્યમાં સ્પર્શાસ્પર્શનો દોષ લાગતો નથી."

## આ વચનો માન્ય કરી ચાલવું.

૧૧૮. આ પ્રમાણે શાસ્ત્રકારોએ સ્પર્શનો બાધ નહીં લેવાના પ્રસંગો બતાવેલા છે, તે સર્વનો વિચાર કરી ધર્મશાસ્ત્રની આજ્ઞાઓનું પાલન કરવું. સ્નાન કરી લેવાના પ્રમાદને દૂર કરવો અને આ વિષયમાંથી સારનું ગ્રહણ કરી શંકાઓનું નિવારણ કરવું. દેશની ઉન્નતિનાં કે પરોપકારનાં ગમે તે કાર્યો કરવામાં ધર્મનું પાલન હરકતકારક નહીં થાય.

## પવિત્રતાનું સંરક્ષણ થવા દો.

૧૧૯. ઉદાર આર્યધર્મના જેવાં વિશાળ તત્વો અને પવિત્રતા બીજા ધર્મોમાં નથી. મુસલમાની રાજ્યના ઇતિહાસથી સર્વને વિદિત છે કે ધર્મને માટે હિંદુઓએ અનેક જૂલમો સહન કર્યા હતા; તેનું કારણ એજ છે કે ગમે તે પ્રકારના લોકને મુસલમાની ધર્મમાં લેવાને બાધ મનાયો નથી;

કેમકે મુસલમાની ધર્મમાં રહેલી આચાર શુદ્ધિને એ વાત બાધકારક માનવામાં આવી નથી. ખ્રીસ્તી ધર્મનું પણ એવુંજ છે. એમાં પણ ગમે તે માણસ દાખલ થઇ શકે છે; કેમકે તેમના ધર્મમાં શુદ્ધિને જેટલા દરજ્જા સુધી પાળવામાં આવેછે તેટલા દરજ્જા સુધીની શુદ્ધિને તેથી બાધ આવતો નથી. પણ હિંદુઓની શુદ્ધિ કે જેને ઊંચા પ્રકારની ચાલુ રાખવાને આટલું બધું મથન થાય છે તેને, બીજાઓને તેમાં દાખલ કરવાની છુટથી બાધ આવેછે, માટે તેવી છુટ રાખવામાં આવી નથી. આચાર શુદ્ધિને ઊંચામાં ઊંચી રાખવાને માટે અનેક રીતે તજવીજો હિંદુશાસ્ત્રકારોએ કરીછે. તે એટલાજ માટે કે આચારશુદ્ધિ પાળનારો લોક સમૂહ ભલે ગમે તેટલો નાનો થઇ જાય તેની હરકત નહીં, પણ કોઈ **પણ રીતે પવિત્રતાનું ઊંચામાં ઊંચું તત્ત્વ ભારતવર્ષમાં કાયમ રહેવું જોઇએ.** એ ઊંચામાં ઊંચું તત્વજ ભારતવર્ષનું ઐશ્વર્ય મૂકવાની ત્રિજોરી જેવું છે. બધાએ તકતા ઉપર ધૂળ પડી મેલ ચોટી જાય તો મોઢું જોવાનું સાધન જતું રહેશે, માટે થોડાક તો એવા રાખો કે જેના ઉપર નજર ઠરવા પામે. આ પવિત્રતાના ઊંચામાં ઊંચા તત્વના સંરક્ષણને અર્થે આર્યધર્મશાસ્ત્રોમાં અનેક આજ્ઞાઓ અપાઈ છે, કેમકે એ તત્વજ ભારતવર્ષના ઉદ્ધારનું આશા ભરેલું સાધન છે.

## મિશનરીઓના મંત્રો અને મંત્રસિદ્ધિ.

૧૨૦. ખ્રીસ્તી ધર્મ પાળનારી પ્રજાનું રાજ્ય હિંદુસ્તાનમાં થયું અને આવું વિશાળ ક્ષેત્ર ખ્રીસ્તી ધર્મના વિસ્તારમાટે પ્રાપ્ત થયું તેના હર્ષમાં અને ઉત્સાહમાં ખ્રીસ્તી મિશનરી

વર્ગ હિંદુસ્તાનમાં દાખલ થયો. તેમને તેમનાં કાર્યમાં મદદ તરીકે લાખો રૂપીઆ ઈંગ્લેંડ અને અમેરિકામાંથી પ્રાપ્ત થયા. મિશનરીઓના અનેક પ્રયત્નો હિંદુસ્તાનમાં ચાલુ થયા. કરોડો પુસ્તકો મફ્ત જેવી કિંમતે અને મફ્ત હિંદમાં વહેંચાયાં. ભભકાદાર ખ્રીસ્તી ધર્મનાં દેવલોના ઘંટાનાદે ગામેગામ આકર્ષણ કરવા માડયું. અનેક ઉપદેશકોને ગામેગામ અને મેળાઓ વિગેરેમાં મોકલવામાં આવ્યા. હિંદુધર્મની રચનામાં અનેક ચૂકો બતાવવાની તજવીજ થઇ. અરે કૃષ્ણ જેવા મહાન યોગીશ્વરના જીવનને એક ક્ષુલ્લક અને પામર જીવન તરીકે ચીતરી બતાવવામાં આવ્યું, કે જે જીવનનું રહસ્ય જાણવાને માત્ર શુક જેવા મહાન યોગીનેજ અધિકાર છે. આટલી મહાભારત મહેનત અને અનેક તજવીજો કરવામાં આવી પણ પરિણામ કંઇ જીવ જેવું આવ્યું નહીં. ખ્રીસ્તી ધર્મ ફેલાવવાને પૈસાના આપનારા તરફ પરિણામ પત્રકો અને કામની મેહેનતના ચિતારો મિશનરી ભાઇઓએ વિલાયત વિગેરે ઠેકાણે મોકલી આપવામાં આળસ રાખ્યું નથી; પણ તેમાં કંઇ દમ જેવું નહીં. બધી રીતે વિલાયતના જેવા બનેલા કેટલાક હિંદુઓ માત્ર ખ્રીસ્તી થતાં શરમાયા અને તેથી તેમણે લાંબી ખટપટ વગરની સમાજો ઉત્પન્ન કરી તે રીતે મનને મનાવી લીધું. એટલે મિશનરી ભાઇઓ તો મોળાજ રહ્યા. હવે શું કરવું તેની વિમાસણમાં તેઓ પડયા. જો પરિણામ પત્રક સારાં ભરાય નહીં તો નાણાંની આવક કમી થઇ જાય, તેથી તેમણે અનેક તર્કો અને તજવીજો ખોળવા માંડ્યાં. ખોળતાં ખોળતાં તેમને અંત્યજ લોક હાથ આવ્યા; અને હિંદુઓ તેમને અળગા રાખી વેહેવાર ચલાવે છે તેથી તેઓ કોઇ રીતે હાથમાં આવી જવા જેવા છે એમ તેમને જણાયું. અંત્યજ

જાતિ ગરીબ અવસ્થામાં અને પૈસાની ખાલી એટલે બરાબર શરાનુસંધાન થયું. તેમને રહેવા માટે જૂદાં મકાનો, પહેરવા માટે કપડાં અને ખાવા માટે સાધારણ ઠીક ખોરાકની વ્યવસ્થા કરી. કેટલીક અંત્યજ કુમારિકાઓને સાધારણ ભણાવી થોડીક સ્વચ્છતા શીખવી તેમને યોગ્ય વર વટલાયલા હિંદુ ખ્રીસ્તી· માંથી ખોળવાની સૂચના ચર્ચાવવામાં આવી; બીજી બાજુએ અંત્યજોને ઉપદેશ ચાલુ થયો કે તમે કેવા ચગદાઇ ગયેલા છો. અરે, હિંદુ તમને અડકતાએ નથી. તમે તે કંઇ માણસ છો? જનાવર કરતાં એ તમારી સ્થિતિ હલકી છે. આમ સંતોષ રાખી શું પડી રહ્યા છો! આમ અનેક વચનો વડે તેમનામાં અસંતોષ ઉત્પન્ન કરવામાં આવ્યો. શબ્દરચના એવી થવા માંડી કે અંત્યજો છેતરાય તેમાં તો નવાઇજ નહીં. ઘણા અંત્યજો ખ્રીસ્તી મંડળમાં દાખલ થવા લાગ્યા. સ્પર્શ કરીને માત્ર પોતાના હિતને માટે નહાવાને કંટાળેલા ઊંચ વર્ણના ગણાતા હિંદુઓને પણ તે વાતમાં સંમતિ આપવાનું મન થયું. કેટલાએક એટીકેટના આવેશમાં તેમ થવામાં સંમતિ સૂચવી, અને કેટલાએકને મિશનરીઓની શબ્દ રચનાથી અંત્યજો ઉપર દયા ઉત્પન્ન થવા લાગી. મિશનરીઓની મદદમાં એંગ્લોઈન્ડીયન પત્રકારો ઉભેલાજ હતા અને અમલદાર વર્ગ પણ તેમનો, એમ સંજોગો મિશનરીઓના લાભના ગોઠવાયાથી દબાઇ ગયેલી જાતિઓના સવાલે ગંભીર રૂપ પકડયું. ઊંચ વર્ણના હિંદુ· ઓમાંથી ખ્રીસ્તી ધર્મમાં લોક વટલાતા નથી એ વાત વિલાયત સુધી ગઇ અને પૈસાની મદદ ઓછી થવા માંડી, એટલે આ વાત ઊંચ વર્ણના સાધનસંપન્ન હિંદુઓના મનમાં ઉતરે તો તેમના તરફની દેણગીઓથી કામ ચાલુ રહે એમ મિશનરીઓએ જોયું અને ગંભીર થતા સવાલને વધારે ગંભીર

બનાવ્યો. આજે ટાઇમ્સ ઑફ ઇંડીયામાં એક ચર્ચાપત્ર આપે અને કાલે તેમાં લીડર લખાય, એમ ચારે બાજુએથી ખટપટો શરૂ કરવામાં આવી. સ્પર્શ્યાસ્પર્શ્યનો ભેદ સમજનારા તમે હિંદુઓ રાજદ્વારી હક્ક માગવાને લાયક નથી, એવાં એવાં ધતીંગો ઊભાં કર્યાં અને પેલા પાંચ ભાઇના ઘરમાં કુસંપ અને ક્લેશ થવાની દરકાર પોતાના હિતને અર્થે તેમણે છોડી દીધી. એક બાજુએ આમ લોકોનાં મન ભમાવવાને કલમને પૂર જોસમાં તૈયાર કરવામાં આવી અને બીજી બાજુએ આગગાડીઓમાં ઊંચવર્ણના ગણાતા હિંદુઓની ભેગા અંત્યજોને બેસવાની ભય ભરેલી ક્રૂરતા જોરમાં ચાલુ રાખવામાં આવી. મી. હેલીફેક્સ જેવા અંગ્રેજ અધિકારીઓ પાસે સરકારી નોકરીઓમાં અંત્યજોને દાખલ કરવાનું ફાવે એવી રચનાવાળા ખલીતા વિલાયત મોકલી મંજુર કરાવવામાં આવ્યા અને કોલેજોમાં પણ અંત્યજ વિદ્યાર્થીઓને સર્વના એકઠા બેસાડવાના ઠરાવ કરવામાં આવ્યા. કલમના જોરથી શબ્દરચના એવી કરવા માંડી છે કે પથ્થરને પણ દયા આવે. સાધારણ વાતને અતિશયોક્તિ વડે ગંભીર રૂપમાં લખીને અસર કરવા માંડી. ભાંજગડનો સવાલ એટલોજ છે કે અમે અડકીને સ્નાન કરીએ છીએ અને તેઓ કરતા નથી. સ્પર્શ કરવા માટે બધું તોફાન છે. અંત્યજોને અને અમને બધાંને દુઃખી કરવાનાં માર્ગ લેવાને કમર કસવામાં આવી છે. અશાંતિ અને ક્લેશની ઉત્પત્તિ કરવામાં અમારા સુખનો વિચાર તો કયાંએ નાખી દેવામાં આવ્યો છે. અમે સ્નાન કરીએ તેમાં એમના પેટમાં દુખે છે. અમે સ્પર્શ કરીને સ્નાન કરીએ તેથી અંત્યજ વર્ગ ઘણોજ દુઃખી થઇ ગયો છે એ વાત કોઇ દિવસ ખરી નથી. અંત્યજોને

સુખી કરવાના રસ્તા તેમણે બતાવવામાં અને તે પ્રમાણેજ અંતઃકરણથી વર્તવામાં તેમણે પોતાના પરોપકારના કાર્યની સમાપ્તિ માની હોત તો તેમનું, અમારૂં અને અંત્યજોનું પરમ કલ્યાણ થાત. પણ મનમાં ખ્રીસ્તી ધર્મના ફેલાવાની લાલ્ય અને રાજદ્વારમાં હિંદુઓની નાલાયકી આગળ આણવાની ઇચ્છાનાં જોડાણે આ ખરાબી કરવા માંડી છે. સુખ આપવાની વાતને પાછળ રાખી અડકવાની વાતને આગળ કરી છે અને અમે અડકીને નાહીએ તેનો એમને ત્રાસ છુટયો છે. અમે અમારા મનથી તેમને જૂદા ગણતાજ નથી. તેમ છતાં અમે અમારી શુદ્ધિને અર્થે સ્નાન કર્યું તેમાં શું હાનિ છે ? અંત્યજમાંથી ખ્રીસ્તી થયો હોય તેને અમે સ્પર્શને યોગ્ય માનતાજ નથી, કેમકે તેતો ખરો ખ્રીસ્તીજ નથી. લોભ લાલચને લીધે ખ્રીસ્તી થયો એટલે ખરો ખ્રીસ્તી શાનો અને જરા ઉજળાં વસ્ત્ર પેહેર્યાં એટલે લાખો વર્ષની મલિનતા જતી રહી એમ પણ અમે માની શકતા નથી. જૂદા વેષમાં આવેલા અંત્યજનો અજાણે સ્પર્શ થયો હોય અને અમે ન જાણીએ તેનો તો ઉપાય નથી; કેમકે હરકત જાણવામાં આવે તોજ તેના પ્રતિકારમાટે પ્રવૃત્તિ થાય છે; અમારે નહાવું ન પડે માટેજ અસ્પર્શ્ય એવી સંજ્ઞા અંત્યજોને આપી છે, કેમકે તેથી અમે દૂષિત થવાના ભય વખતે સાવધ રહી શકીએ છીએ. બાકી બધાએ સ્પર્શજ છે. માત્ર અમે અમારી આચારશુદ્ધિને અર્થે એક સ્નાનની ગોઠવણ રાખી છે. અમે અંત્યજોને અડકીને સ્નાન કરીએજ નહીં અને અમારા પવિત્ર પૂર્વજોની હિતકારક આજ્ઞાઓનું અમેજ ઉલ્લંઘન કરીએ, એમાં અંત્યજોને કંઇ પણ લાભ હોય એમ માનવું ભૂલો અને ભ્રાંતિઓથી ભરેલું છે.

## ઈંગ્લેંડના દુઃખી અંત્યજોની હકીકત.

### તેમના છોકરાઓ ગમે તે નિશાળમાં દાખલ થઇ શકતા નથી.

૧૨૧. અહીંયાં પરોપકાર કરવાને તૈયાર થયેલાઓના વિલાયતમાંજ અંત્યજોને કયાં ઘણું માન છે? અડકીને નહાય નહીં એટલુંજ જે કંઈ છે તે છે. તે શિવાયનું બીજું બધુંએ ઠીક ઠાક છે. અરે ત્યાંના અંત્યજો તો હિંદુસ્તાનના અંત્યજો કરતાંએ વધારે દુર્દશામાં છે. વધારે દુદર્શામાં એટલાજ માટે કે તેઓ હિંદુસ્તાનના લોકોની પેઠે ધર્મબુદ્ધિથી સંતોષ પામેલા નહીં હોવાથી અને મુખ્યત્વે પદાર્થવિદ્યાના વાતાવરણમાં રહેલા હોવાથી તેઓ હિંદુસ્તાનના અંત્યજોની પેઠે સુખનો ખરો ભોગવટો થોડા અંશમાં પણ કરી શકતા નથી. ત્યાંના અમીર ઉમરાવો અને ગૃહસ્થ લોકો ભોજન પંકિતમાં અંત્યજોને ટેબલ ઉપર સાથે લેતા હોય એમ પણ નથી. માત્ર તેમને સ્પર્શનો બાધ નથી, તે શિવાય તેમને માટે બીજું ત્યાં શું સારૂં છે? અમે હિંદુઓ અંત્યજ ભાઇઓને સર્વ રીતે સુખી કરવાને બંધાયલા છીએ. માત્ર અજ્ઞાને અમારામાં કંઇ ઊંચા નીચાપણાની બુદ્ધિ ઊભી કરી હોય તો તે ટાળી નાખવાની અમારી ફરજ છે. વિલાયતમાં અંત્યજ વર્ગના લોકો એવી દુદર્શા ભોગવે છે કે તેમના કરતાં હિંદના અંત્યજો વધારે સુખી છે એમ કહેવામાં અસત્ય નથી. એક વિદ્વાન અને અનુભવી અંગ્રેજ બાઇએ ઈંગ્લેંડના અંત્યજોની હકીકત આપતાં લખ્યું છે કે—

" In every nation we find, as the basis of the social pyramid, a large class of

people, ignorant, degraded, unclean in language and habits, people who perform many tasks which are necessary for society, but who are despised and neglected by the very society to whose needs they minister. In England this class is called the 'submerged tenth,' forming, as it does, one tenth of the total population. It is ever on the verge of starvation, and the least extra pressure sends it over the edge. It suffers chronically from under-nutrition, and is a prey to the diseases which spring therefrom. It is prolific, like all creatures in whom nervous system is of a low type, but its children die off rapidly, ill-nourished, rickety, often mal-formed. Its better type consists of unskilled labourers, who perform the roughest work, scavengers, sweepers, navvies, casual dock-labourers, costermongers; and into it, forming its worst type, drift all the wastrels of society, the drunkards, the loafers, the coarsely dissolute, the tramps, the vagabonds, the clumsily criminals, the ruffians. The first type is, as a rule, honest and industrious, the second ought to be under continued control, and forced to labour sufficiently to earn its bread"

× × ×

"In England, it has never been regarded as desirable to educate boys or girls of all classes side by side,and such grotesque equalising of the unequal would be scouted. Eton and Harrow are admittedly the schools for the higher classes; Rugby and Winchester are also schools for gentlemen's sons, though somewhat less aristrocratic. Then come a number of Schools, frequented chiefly by sons of the provincial middle classes. Then the Board Schools, where the sons of artisans and the general manual labour classes are taught; and below all these, for the waifs and strays, are the 'ragged schools,' the name of which indicates the type of their scholars, and the numerous charitable institutions. *A man in England who proposed that ragged school chidren should be admitted to Eton and Harrow would not be argued with, but laughed at.* Here, [ in India ] when a similar proposition is made in the name of a brotherhood, people seem ashamed to point out frankly its absurdity, and they do not realise that the proposal is

merely a violent reaction against the cruel wrongs which have inflicted on the depressed classes, the outcry of an awakened conscience, which has not yet had time to call right reason to guide its emotions. It is sometimes said that Government Schools pay no attention to social differences therein they show that they are essentially 'foreign' in their spirit. They would not deal so with the sons of their own people, though they may be careless of the sons of Indians, and lump them all to-gether, clean and dirty alike. It is very easy to see the difference of 'tone' in the youths when only the sons of the cultured classes are admitted to a school, and it is to the interest of the Indians that they should send their sons where they are guarded from coarse influences as Englishmen guard their sons in England."

ભાવાર્થઃ—" દરેક પ્રજામાં, પ્રજાના સાંસારિક બંધારણના મિનારાના પાયા તરીકે અજ્ઞાન અને મલિન રીતભાત તથા મલિન ભાષાવાળા લોકોનો એક મોટો વર્ગ હોય છે, કે જે વર્ગના લોકો પ્રજાનાં જરૂરનાં ઘણાં કામો બજાવે છે, પણ જેમની તે સેવા કરે છે તેજ લોકો તેમને ધિક્કારતા અને તેમની ઓછી દરકાર રાખતા હોય છે. ઇંગ્લંડમાં આ લોકોને

'પ્રજાનો ડુબી ગયેલો દસમો ભાગ' એવે નામે ઓળખવામાં આવે છે, અને નામ પ્રમાણે તે વર્ગ તેની વસ્તીનો દસમોજ ભાગછે. તે વર્ગના લોકોની સ્થિતિ જોઇએ તો ભૂખમરાના સીમાડા ઉપર છે અને જરા વધારે દબાણ તેમના ઉપર થાય છે કે તરત તેઓ ભૂખમરાના ભોગ થવા માંડે છે. પુરતા ખોરાક વગર થનારા દીર્ઘકાલિક રોગથી તે પીડાય છે અને તેમાંથી ઉત્પન્ન થનારા વ્યાધિઓના ભોગ તેઓ થઇ પડે છે. દૈવત વગરના નબળા બાંધાના પ્રાણીઓની પેઠે તેઓ છકર કરવામાં જોર ચલાવે છે પણ તેમનાં બાળકો, બાળપણાના વરાધ જેવા રોગોથી અને ભૂખમરાના કારણથી ઝપોઝપ મરી જાય છે. આ અંત્યજોમાં જરા સારી જાતના અંત્યજો છે તેઓ મજુરીનાં કામ કરે છે, મોરીઓ અને રસ્તા ઝાડવા ઝુડવાનું કામ કરે છે, સડકો અને નેહેરોનાં ખોદકામ કરે છે, હલકાં ફેરીયાનાં કામ કરે છે અને દરિયા કિનારે ગોદીઓમાં ફુરસદ પ્રમાણે મજુરી કરવા જાય છે. પણ આમાંજ કેટલાક પાછા ખરાબ જાતના પણ હોય છે કે જેમાં પ્રજામાંના વટલાયલા અને ખરાબ થયેલા સામેલ થાય છે. તેમાં દારૂડીયા, રખડાઉ અને નીચ બુદ્ધિના, તથા અસભ્ય દુરાચારીઓ, ખીસાંકાતરૂ અને ગળાંરેહેસુ અને કઢંગા અપરાધીઓ હોય છે. એમાંનો પેહેલો મજુરીઆત વર્ગ તો પ્રામાણિક અને ઉદ્યોગી હોય છે પણ આ નીચ બુદ્ધિવાળો વર્ગ તો સતત દેખરેખ તળે રાખવા જેવો અને ગુજરાનને માટે પુરતું મેળવે એટલી મહેનતમાં બળાત્કારે પણ લગાડવા જેવો છે."

× × × ×

"ઇંગલંડમાં, સઘળી વર્ણના ( વર્ગના ) છોકરાઓને તથા છોકરીઓને સાથે બેસાડીને ભણાવવાનું કદી પણ

પસંદ કરવામાં આવતું નથી. બરાબર સ્થિતિના નહીં એવા લોકોને સરખી હાલતમાં આણવાની વિષમ રીતને તો ત્યાં ધિક્કારી અને તુચ્છકારી કાઢવામાં આવે છે. **ઇટન** અને **હેરોની** નિશાળો તે ઊંચા વર્ગના લોકોને માટે છે. **રગબી** અને **વીન્ચેસ્ટરની** નિશાળો ગૃહસ્થોના છોકરાઓ માટે છે કે જ્યાં કુલિનતા અને અમીરી જરાક થોડી જોવાય છે. તે પછીની નિશાળોમાં મધ્યમ વર્ગના છોકરાઓ મુખ્યત્વે ભણે છે. તે પછી બોર્ડની નિશાળો હોય છે તેમાં કારીગરના વર્ગના અને મજુરીઆત વર્ગના લોકોના છોકરા ભણે છે. અને આ પછી સૌની નીચે ચીથરે હાલતના છોકરાની એટલે અંત્યજોના છોકરાની નિશાળો આવે છે; તેમાં અનાથ, નિરાશ્રિત અને હલકી ઓલાદનાં છોકરાંને ભણાવવામાં આવે છે. ચીથરે હાલત છોકરાંની નિશાળનું નામજ કહી આપે છે કે તેમાં કેવી જાતનાં છોકરાં ભણે છે; અને ઘણી ધર્માદાય સંસ્થાઓ પણ ત્યાં છે. જો ઈંગ્લેંડમાં કોઇ માણસ એવી દરખાસ્ત મૂકે કે અંત્યજના છોકરાને **ઇટન** કે **હેરોની** નિશાળમાં દાખલ કરવો જોઇએ તો તે **માણસની જોડે કોઇ વાત પણ નહીં કરે અને તેને હસી કાઢશે.** અત્રે હિંદુસ્તાનમાં જ્યારે ભાઇપણાને નામે એવીજ દરખાસ્ત આણવામાં આવે છે ત્યારે તો સ્પષ્ટ રીતે, એ યોજનાની ખરાબી કહેતાં લોકો જાણે શરમાતા હોય એમ કરે છે. અને તેઓ એટલું પણ જોઇ શકતા નથી કે જે ભારે મલિનતાઓ વિગેરેથી અંત્યજો પીડાયલા છે અને જાગૃત થયેલું મન જેમને માટે પોકાર કરે છે અને તે ઉત્પન્ન થયેલી લાગણીના પ્રમાણમાં હજી પ્રયત્નો થયા નથી તે ભારે મલિનતા વિગેરેની સામે તોફાની પ્રતિક્રિયા જેવી આ દરખાસ્ત છે. એવું કેટલીકવાર

કહેવામાં આવે છે કે સરકારી નિશાળોથી સાંસારિક લોકસ્થિતિના ભેદો તરફ કંઇ ધ્યાન આપી શકાય નહીં. પણ એમ બોલવામાંજ તેઓ બતાવી આપે છે કે તેઓ પ્રકૃતિએ " પરદેશી " છે. તેઓ ( અંગ્રેજો ) પોતાના છોકરાઓની બાબતમાં એવું કદી પણ કરશે નહીં; પણ હિંદી પ્રજાના બાળકોની બાબતમાં તેઓ બેદરકાર બની જાય અને પવિત્ર તથા મલિન બધાઓને સરખી રીતે એકઠા ધોચે. માત્ર ઊંચા વર્ગના છોકરાઓને નિશાળમાં દાખલ કરવાથી આવનારી જૂદા પ્રકારની ખૂબિ ઘણી સેહેલાઇથી જોઇ શકાય છે. અને એ વાત હિંદીઓના પોતાનાજ હિતની છે કે જેમ ઇંગ્રેજો ઇંગ્લેંડમાં મલિન સંગતિમાંથી પોતાના છોકરાઓની સંભાળ રાખે છે તેમ તેમણે પોતાના છોકરાઓને નિશાળે મોકલતાં સંભાળ લેવી. "

૧૨૨. આ ઉપરની હકીકત આખી દુનિયાની અંત્યજજાતિઓ ઉપર અને મુખ્યત્વે ઇંગ્લેંડની અંત્યજ જાતિઓની સ્થિતિ ઉપર આપણને પુરતું જોવાને ગળે એટલું અજવાળું નાખે છે. સહજકલ્યાણવૃત્તિવાળાં આર્ય હૃદયો મૂર્છા ખાઇ પડે એવી ઉપરની દુઃખદાયક હકીકત છે. ઇંગ્લેંડના કમનસીબ અંત્યજો આ જગતમાં સૌથી વધારે દુઃખી પ્રાણીઓ છે. ઇંગ્લેંડનો સુધરેલો કહેવાતો જનસમાજ પણ તેમને લીધે આપત્તિમાંજ છે, એમ પણ આ ઉપરથી સમજાય છે. પોતાના દેશના અંત્યજોની આ સ્થિતિમાટે અનેક પ્રકારના પ્રયત્નો કરવાના બાજુએ મૂકીને અહીંયાં શામાટે તેઓ કમરૂ કસે છે, તે વાતનો પૂર્વાપર સંબંધ લેઇને જોનાર સુજ્ઞ મિત્રોને સમજાયા વગર રેહેશે નહીં. મિશનરી લોકોએ આ પ્રમાણે આપણા દેશના અંત્યજનો સવાલ હાથમાં લેઇ

તે વાત હિંદુ આગેવાનોના મનમાં ઠસાવવા માંડી છે, અને તે રીતે કેટલાંક ફંડો ઊભાં કરવાની તજવીજ ચાલુ થઇ ચૂકી છે. અંત્યજોનું કોઇ રીતે ભલું થાય એમાં તો હિંદુ માત્રને ઘણું ખુશી થવાનું છે, અને તેવોજ હિંદુધર્મનો અર્થ પણ છે; પણ તેમાં સાવધ રહેવાની આવશ્યકતા છે; પરોપકાર કરવા નીકળેલા જણાતા કેટલાક પુરૂષો કેવળ પરમાર્થનેજ લક્ષમાં રાખીને નીકળ્યા હોય એવું ઘણીવાર જોવામાં આવતું નથી. પોતાના દેશના અંત્યજો માટે પ્રયત્નો તો નહીં પણ બળાપો એ કરતા નથી તે વાત અને હિંદુસ્તાનની ઊંચી ગણાતી વર્ણના લોકોમાં ખ્રીસ્તી ધર્મના ફેલાવામાં લગભગ નિષ્ફળ ઉતરેલાના આ પ્રયત્નો છે, એ વાત યાદ રાખી એકંદર વિચાર કરવાની મારા મિત્રોને પ્રાર્થના છે.

## અંત્યજોની સ્થિતિ સુધારવાના પ્રયત્નો

### અને

## તેમને સ્પર્શ્ય કરવા કરતાં સુખી કરવાની જરૂર.

૧૨૩. ઉપર કહ્યું તેમ આખા જગતમાં અંત્યજો માટે જેવી બેદરકારી ચલાવવામાં આવે છે, તેવી બેદરકારી આપણે રાખવી નહીં. આપણા દેશનેખાતર, આપણા ધર્મનેખાતર અને આપણા ભલાને માટે આપણે અંત્યજને સુખી કરવાની વાત હમેશ યાદ રાખી તે પ્રમાણે પ્રયત્નો કરવા જોઇએ. જે હિંદુ આગેવાનો અંત્યજોની સ્થિતિ સુધારવાના પ્રયત્નો કરે છે, તેઓ તે કામમાં દયા અને પરોપકાર બુદ્ધિએજ પ્રેરાયલા છે, એમાં શંકા નથી. હિંદુસ્તાનની વસ્તીનો છટ્ઠો ભાગ અંત્યજોનો છે; એટલા બધા લોકના કલ્યાણનો વિચાર કરવો એ એક આવશ્યક કર્ત્તવ્ય છે, પુણ્યનું કામ છે

અને ઈશ્વરનુંજ આરાધન છે. અજ્ઞાનને લીધે અંત્યજો તરફની દરકાર વચલા કાળમાં ઓછી થઇ ઊંચા નીચાપણાના અભિમાને લોકને પરમાર્થના અને એ રીતે ઇશ્વરના માર્ગમાંથી અળગા કર્યા છે; માણસ હોય કે પશુ હોય, બાળક હોય કે વૃદ્ધ હોય, સર્વની સંભાળ લેવાને હિંદુઓ ધર્મની ફરજથી બંધાયલા છે. એ ફરજ સમજવામાં જેટલી ખામી તેટલા તેઓ ઇશ્વરના માર્ગથી દૂર છે. ઇશ્વરત્વ અથવા મોક્ષ જેવું લક્ષ્ય પ્રાપ્ત કરવામાં અસમાન દૃષ્ટિવાળાને કશો અધિકારજ નથી. હિંદુધર્મમાં આ ઊંચામાં ઊંચી કોટિ છે કે પ્રાણીમાત્રનું, સ્વાર્થ ઉપર નજર ન રાખતાં, સહજકલ્યાણવૃત્તિથી ભલું કરવાને હમેશ તત્પર રહેવું જોઇએ. એનું નામજ વેદાંત અને એમાંજ મુકિતનો માર્ગછે. વળી હિંદુસ્તાનના અંત્યજભાઇઓ આખા જગતના અંત્યજો કરતાં ઘણા સીધા, ગરીબ, પ્રામાણિક, નમ્ર, મર્યાદશીલ, ધાર્મિક, સંતોષી અને આનંદી છે. માત્ર તેઓ જ્યારે ભીડમાં હોયછે ત્યારે તેઓ જરા અસંતોષી બને છે અને ભીડ મટે છે કે તરત તેઓ પાછા મૂળના આનંદમાં આવે છે. ભીડમાં તો અસંતોષી બધાએ બને; એ તો કુદરતીજ છે. તેઓ મેહેનતુ પણ છે અને મેહેનતના પ્રમાણમાંબદલો મેળવતાં પ્રસન્ન થાયછે. તેઓ કદી જીકર કરે પણ તે ઉપર ઉપરની હોયછે અને કદાચ તામસ ગુણે પેરાયલી હોય છે. ધર્મમાં પણ તેઓ બુદ્ધિ રાખે છે. તુળસીક્યારા બાંધે છે અને ભજન માટે મંડળીઓ કરે છે. પછીનો જન્મ ઊંચી જાતમાં આવે માટે તેઓ ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી હમેશ પ્રામાણિકપણે વર્ત્તવાનું વલણ રાખે છે. સ્થિતિ સુધરવાનો ખરો માર્ગ તેજ છે. હાલના ગોટાળાવાળા પ્રયત્નો તે ખરા પ્રયત્નો નથી. એ નવા પ્રયત્નો તો તેમને અને તમામને ખરાબ

કરે એવા છે. કેટલાક તો ભક્તિના યોગથી જ્ઞાન મેળવી અંત્યજમાંથીજ બારોબાર ઇશ્વરતાને પામે છે. પણ જે અંત્યજો શ્રદ્ધાપૂર્વક સંતોષથી પોતાને સોંપાયલું કામ કરતા નથી અને હમેશ બીજાના ઉશ્કેરાવાથી ઉશ્કેરાઇ જઇ ધંધાનો ત્યાગ કરે છે અને લોભ લાલચથી ફસાઇ પડે છે તેઓ અંત્યજ જાતિમાંથી વેહેલા છુટે એમ બનવું કઠિન છે. માટે તેમને તેમની સ્થિતિમાં સુખી કરવા એટલે તેઓ ઊંચી ગતિને જરૂર પ્રાપ્ત કરશે. આપણા દેશના આવા સીધા અને આનંદી અંત્યજોમાં અશાંતિનું બીજ રોપીને તેમને દુઃખી કરવાનો જે આરંભ થયો છે તેને જોઇને થનારો ખેદ પુનઃ જાહેર કરવો પડે છે. પવિત્રતા અને આચારને અપવિત્રતા અને અનાચારની સાથે એકત્ર કરવામાં ઉત્તમતાના અભાવનીજ ઉત્પત્તિ થાય છે. પેલા ઇંગ્લેંડના સામા મૂકેલા કાલ્પનિક સુખના નમુના ઉપર અહીંનું અંગરખું વેતરવાનો વિચાર સ્વીકારવા જેવો નથીજ. આપણો ધર્મ જતો રહે છે, વેપારરોજગાર જતા રહ્યા છે, હથિયાર છુટી ગયાં છે અને જૂની વિદ્યાનો અસ્ત થાય છે, તો આવા સંકટના સમયમાં એક આચારશુદ્ધિ જેટલું એકજ તત્વ ઊંચામાં ઊંચા પ્રકારનું અત્રે દયા કરીને પણ સંભાળી રાખવું ઘટે છે. માટે આપણે એવા પ્રયત્નો કરવા જોઇએ કે જે અંત્યજોને તાત્કાલિક લાભકારક થાય અને બીજાને કોઇ રીતે બાધકારક નીવડે નહીં. પ્રયત્નો અવશ્ય કરવા પણ સંભાળ રાખવી કે પ્રયત્નો ખરી દિશામાં છે કે ખોટી.

## ધંધો છોડાવવો એ ઉપકાર નથી.

૧૨૪. પણ ધંધો છોડાવવો એ ધર્મ છોડાવ્યાની બરા-

બર છે. ધંધો એ જાતે કંઇ દુર્ગુણ નથી. દુર્ગુણ તો દુર્વ્યસન અને અભક્ષ્યનું ભક્ષણ કરવામાં તથા મલિનતામાં રહેલો છે. ખરૂં પૂછો તો હિંદુઓ ધંધો પોતાને માટે કરતાજ નથી. પોતાને માટે ધંધો કરે છે એવું સમજનારા ભ્રાંતિમાં પડેલા છે. અંત્યજો પણ પોતાને માટે ધંધો કરે છે એમ સમજવાનું નથી. તેથી તેમનો ધંધો છોડવવાના પ્રયત્નો ધર્મબુદ્ધિથી ભરેલા નથી. ક્ષણવાર ધારો કે ધંધો છોડાવ્યો, તો તેને બીજો ધંધો આપવો પડશે. બીજો ધંધો આપવા માંડયો કે સ્પર્શ શરૂ કરવો પડશે. સ્પર્શ શરૂ કર્યો કે શુદ્ધિ અને અશુદ્ધિનું સંમેલન શરૂ થશે અને એ સંમેલન હાનિકારક થશે. કેટલાક જમાનાઓ સુધી મલિન ધંધા કરે નહીં અને પવિત્ર રીતે રહે તો પછી તેમને સ્પર્શ્ય કરવાનો અભિપ્રાય ધરાવનાર વિદુષી એની બેઝન્ટનેજ મારો પ્રશ્ન છે કે કેટલાક જમાનાઓ સુધી તેમની પાસે કયો ધંધો કરાવવો ? હાલ તેમના ધંધા તો અસ્પર્શ્ય રાખનારા છે. બીજા ઊંચા ધંધા આપો તો તરતજ સ્પર્શ્ય શરૂ થાય છે. બંને રીતે ગુંચવણ છે; ત્યારે શું કરશો ? એકવાર ધંધો છોડાવી પાછી પાછા તેમને તેજ ધંધામાં નાખો તો તે તેમને ફાંશી દીધાની બરાબર છે. પછી તો તેઓ કામથી કંટાળો ખાશે અને દુઃખના પોકારો કરતા-જ કામ જીવ વગરનું કરશે. વળી હાલ તેઓ ધંધાનું વિષ જીરવી શકે છે તે પછી જીરવી શકશે નહીં અને તેમનું આરોગ્ય બગડવા માંડશે. આ તો દુઃખની પરંપરાજ ઊભી થઇ. જો કંઇ પણ ધંધા વગર તેમને જમાનાઓ સુધી રાખવામાં આવશે તો તેઓ આળસુ અને પ્રમાદી થઇ જીંદગીઓ ખરાબ કરશે; અને એટલા જમાનાઓ સુધીનું તેમનું ખર્ચ કરોડો રૂપીઆનું થવા જશે; કેમકે તેમને સારી સ્થિતિમાં રાખવાનો

તો ઉદ્દેશ છે. ધંધા વગર સારી જીંદગી આપવા સારૂ દરવર્ષે સાઠ કરોડ રૂપીઆનો હિંદુસ્તાન માટે ઓછામાં ઓછો ખર્ચ જોઇએ. અને એ પ્રમાણે ખર્ચ બસો ચારસો વર્ષ ચલાવવો જોઇએ. સ્થિતિ સુધારવી તો બધાનીએ સુધારવી; કેમકે વિષમપણું રાખવું એ તો બાધકારક છે. લાખો વર્ષથી બંધાયલો અંત્યજનો પિંડ એમ કોઇ દિવસ પણ સંપૂર્ણ શુદ્ધ થવા પામે તે સૂક્ષ્મદૃષ્ટિને સંમત નથી. માટે તેમને સ્પર્શ બનાવવા કરતાં સુખી બનાવવાનો સવાલજ હાથ ધરવામાં તેમનું અને તમામનું હિતછે. બહુ રીતે વિચાર કરતાં અને અંત્યજો માટે ઘણી લાગણી રાખતાં પણ મીસીસ એની બેઝન્ટના અભિપ્રાયને અનુકૂળ થઇ શકાતું નથી.

## બીજી મૂશ્કેલીઓ.

૧૨૫. વળી બીજી મૂશ્કેલી ઉભી થાય છે. તેમના ધંધા છોડાવીએ તો તે મલિન ધંધાઓને ઉપાડી લેનારા નવા અંત્યજો તરતજ તૈયાર કરવા જોઇએ, કેમકે જો તે કામ તરતજ ન થાય તો અનેક આપત્તિઓ પેહેલેજ દિવસે ઊભી થાય અને તેમાંથી અનેક યાતનાઓ જન્મ પામે. કુદરતે આપેલી અંત્યજોની સંખ્યામાંથી થોડાનેજ મુક્ત કરીએ તો તે પણ બાધકારક છે, કેમકે એ તો કુદરતને છેતર્યા જેવું છે. કુદરતને છેતરીને ખુશી થવાનું છેજ નહીં; કેમકે ઊંઘને છેતરીએ તો ઊંઘ જેમ શિક્ષા કરે છે, ભૂખને છેતરીએ તો ભૂખ જેમ શિક્ષા કરેછે તેમ કુદરતે જરૂર પ્રમાણે આપેલી અંત્યજની સંખ્યા ઓછી કરીએ તો તેની શિક્ષા કોઇ રૂપમાં આપણનેજ થાય; અને ઊંચી સ્થિતિમાં અંત્યજોમાંથી થોડાને આણવા એ પણ બરાબર નથી. દયા અને કૃપા કરવી તો બરાબર કરવી જોઇએ. થોડા ઉપર આજ કરી છે, બાકીના ઉપર પાંચ

વરસ પછી કરીશું એમ ધર્મના કામમાં કરી ચાલવું બરોબર નથી. તેમ છતાં કટકે કટકે અંત્યજોને ઊંચે આણવાનો સવાલ સ્વીકારીએ તોપણ થોડે દહાડે તો સર્વ અંત્યજોને તેવો લાભ મળવાની વાત કબૂલ રાખવીજ પડે. તાત્પર્ય એ આવ્યું કે સર્વ અંત્યજોને તેમના ધંધામાંથી મુકત કરવા. આમ થવા માટે ૭ કરોડ માણસને અત્યારથીજ અંત્યજના કામ માટે તૈયાર કરવા માંડવાં જોઈએ. તરતજ નવા લોકોને અંત્યજ જાતિના કામમાં મૂકવા એ પણ વિપરીત પરિણામને લાવશે. નવાં ઝેર જીરવવાની તાકાદ તેમને કેટલાક વખત પહેલાંથી આપવા માંડવી જોઇએ. જો તેમ ન થાય તો તેઓ ઘણા જલદી દુઃખી થઇ પોતાનોજ નાશ પાસે લાવી મૂકશે. આ વાત ઘણું મનન કરવા જેવી છે. અનેકને માંદા પાડવા અને પછી સાજા કરવા પ્રયત્ન કરવો તેના કરતાં જેઓ મંદવાડના દુઃખને ઘણા દહાડાના ભોગવટાને લીધે ભૂલી ગયા છે, તેમના સુખમાં વધારો કરવો એજ વધારે યોગ્ય અને અનુકૂળ ગણાશે. નવા લોકોને અંત્યજોનાં પૂરાં કામ સોંપવા માટે તૈયાર કરવાનું કામ આરંભવું એ પણ સારૂં નથી; કેમ કે એમ તો ૭ કરોડને બદલે બાર કરોડ અંત્યજો થોડો વખત પાલવવા પડે. માટે હાલ જે અંત્યજો છે તેમને સુખી બનાવવાનો સવાલ હાથમાં લઇને સ્પર્શ્ય બનાવવાનો સવાલ છોડી દેવો. તેમને તેમના ધંધામાં ચાલુ રાખીને પવિત્રતા અપાવવા જવું તે સહરાના રણમાં છંટકાવ કરવા ગયાની બરાબર છે. ચાર વર્ણોમાંથી નવા અંત્યજો ઊભા કરવાનું કામ પણ પરોપકારથી વેગળુંજ છે. ઝેરી હવા અને પાણીવાળા મુલકમાં જે લોકો લાખો વર્ષથી વસે છે તેમને સારા હવા પાણીવાળાં નગરોમાં લાવી વસાવવા અને સારાં હવાપાણી વાળાં નગરોમાં-

થી તેટલીજ સંખ્યાના માણસોને વીણી કાઢી પેલા ઝેરી હવા પાણીવાળા મુલકમાં વગર અપરાધે મોકલવાનો અખતરો પણ અજમાવવા જેવો નથી. અનેક અપકારોથી તે ભરેલો છે. અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે એ વીણામણમાં ગરીબ લોકો-જ અંત્યજના કામ માટે વીણાઇ આવવાના અને તેમના ઉપર ઝેરી હવા પાણીનો અખતરો ચાલવાનો. આનું નામ દયા કે પરોપકાર નથી. ખરો ધર્મ અને ખરો પરોપકાર અસ્પર્શ્ય ભાઇઓને અસ્પર્શ્ય રાખીનેજ તેમને સુખી કરવાના સતત ઉપાયો લેવામાં અને તેમાંજ લાખો રૂપીઆ વાપરવામાં છે. બીજી રીતે નિર્ણય ઉપર આવવામાં અનેક હાનિઓજ નજરે આવશે. આપણે સ્નાન કરવામાં તત્પરતા રાખીએ તો અંત્યજો સ્પર્શ્યજ છે. જરૂરને વખતે સ્પર્શ કરવાને અને પછી સ્નાન કરવાને તત્પરતા રાખીએ તો શું હાનિ છે? કામ વગર અડકવાથી શું ફાયદો છે? માત્ર સર્વના સુખને અર્થે અને ઈશ્વરત્વની પ્રાપ્તિના યોગ્ય સાધનની શુદ્ધિને અર્થે વિશુદ્ધિના સૂક્ષ્મમાં સૂક્ષ્મ પ્રકારો આપણે પાળવાજ જોઇએ. વસ્તુતઃ અંત્યજો અને આપણે એકજ છીએ. સાચી રીતે એકજ છીએ. એકજ હાથનાં આંગળાં છીએ. પણ પાંચ આંગળી-માંની એક આંગળીએ જો ખસનો ફોલ્લો ફોડયો હોય તો બાકીની ચાર આંગળીઓ જેમ તે આંગળીને અડકતાં ધોવાને પાત્ર થાય છે તેમ સ્નાન કરી લેવાનો વિધિ પ્રચલિત છે. તે શિવાય બીજી કંઇ આડ નથી અને હરકત પણ નથી. એમને સુખી કરવાને માણસ જાત બંધાયલી છે અને તેમના સુખના ખરા માર્ગ કયા છે તે આપણે જોઇએ. **आत्मनोऽनुकूलवेदनीयं सुखम्** એ સુખના ખરા સૂત્રને અનુસરીને તેમને સુખી કરવા એજ ડહાપણભરેલું છે.

## હાલ તર્ત લેવા જેવા ઈલાજો.

૧૨૬. આ જગતમાં સુખને અને જ્ઞાનને ઉત્પન્ન કરનાર વિદ્યા છે. વિદ્યાથીજ મદ્યપાનાદિ દુર્વ્યસનો કમી થવાનો જો હોય તો કંઇ પણ સંભવ છે, અને વિદ્યાથીજ ઓશીઆળાપણું ઓછું થવાનો વારો આવે છે. માટે તેમને વિદ્યા આપવાનો પ્રયત્ન કરવો જોઇએ. તેવા પ્રયત્નો આપણા રાજ્યમાં ચાલુ થઇ ચૂકેલા છે, તે મોટો પરોપકાર છે એમાં સંશય નથી; એટલે વિદ્યા સંબંધે કંઇ વિશેષ પ્રકારના પ્રયત્ન કરવાના બાકી હોય એવું નથી. દારૂનું વ્યસન તેમનામાં ઓછું થાય એ પ્રયત્નો કરવા જેવા છે. અને તે વ્યસન નહીં કરવાની પ્રતિજ્ઞા કરનાર અંત્યજનેજ અંત્યજની નિશાળમાં મેહેતાજીની તથા મુકાદમી કરવાની જગ્યાએ ગોઠવણ થવી જોઇએ. તેમનું વિદ્યાનું ધોરણ ઘણું ભારે રાખવાની ગોઠવણ કરવી બરોબર નથી; એટલે તેઓ સારી રીતે લખી વાંચી જાણે અને રામાયણ મહાભારત જેવાં પુસ્તકો સ્વભાષામાં વાંચી શકે એટલુંજ શિક્ષણ તેમને માટે પુરતું છે. તેમનામાં કોઈ ઘણો અક્કલવાળો અને હુશિઆર હોય તો તે અક્કલ અને હુશિઆરીનો ઉપયોગ બીજા અંત્યજોને જ્ઞાન અને સુખ કેમ મળી શકે તેમાંજ કરાવવો. વીવીંગ અને સ્પીનીંગના કામનો તેમને અનુભવ અપાવી તે માટેનાં નાનાં કારખાનાં તેમને કઢાવી આપવાં. ઝાડો રોપવાની અને ઉછેરવાની રીતો તેમને શીખવવી. વાદ્યવાદન વિદ્યાનું તેમને શિક્ષણ અપાવવું. લાકડાંનો વેપાર તેમને એક હસ્તક કરી અપાવવો. તેમનેજ જળાઉ લાકડાં ખરીદવા ને વેચવા દેવાં. ગામના લોકોને માટે તેઓજ લાકડાંની વખારો રાખે. જરૂર પ્રમાણે ખેતીવાડીના કામનું શિક્ષણ પણ તેમને અપાવવું. ચામડાંનો અને હાડકાંનો વેપાર તેમને વધા-

રે સરળતાથી કરતાં થાવે એવી ગોઠવણ કરાવવી અને આ સર્વ કામો તેઓ અનુકૂળતાથી કરે એવી રીતે તેમને નાણાંની રકમો ધીરવાની અને બીજી છુટછાટની અનુકૂળતા આપવી. ન્યાયાધીશીઓમાં કે બીજી કચેરીઓમાં તેમનાં કામોનો નિકાલ બીજાં કામોની પેહેલાં કરવો. તેમનાં દરેક ગામમાં પંચ સ્થાપવાં અને જરૂરની લોક સુખાકારીની કે બીજી તેવીજ બાબતોમાં તેમનો અભિપ્રાય પૂછવો. તેમનામાંના ગુન્હેગારોને શિક્ષા કરતાં રેહેમીયત રખાવવી. દરેક ગામમાં તેમની વસ્તીવાળા મોહોલ્લાઓમાં તેમને એકઠા મળી રાહત લેવા, રમત ગમત કરવા અને બીજાં ધર્મ કે વ્યવહારનાં કામમાં ઉપયોગમાં લેવા વસ્તીના પ્રમાણમાં નાની મોટી એક એક જગ્યા બાંધી આપવી. તે જગ્યામાં એક ઓરડીમાં દવાખાનું અને બીજી ઓરડીમાં વાચનશાળા રાખવી. દવાખાનાની ઓરડીમાં ચોકસ હમેશનાં સાધારણ દરદો માટેની દવાઓ જે મુખ્યત્વે ગોળીઓના આકારમાં હોય કે ચૂર્ણના રૂપમાં હોય એવી પાંચ પચીસ કે પચાસ રખાવવી તે દવાઓ અને તે દવાઓનો ઉપયોગ કરવાની રીતની છાપેલી ચોપડી તે દવાખાનાની ઓરડીમાં રખાવવી; અને વાચનની ઓરડીમાં બે સારાં વર્તમાનપત્ર અને ઘણાં ઉપયોગી એવાં સો પુસ્તકો રાખવાં. આ બંને કામનો હવાલો તેમનામાંનાજ એક સારા માણસને સોંપવો, અને તે માટે બને તો માસિક પાંચ રૂપીઆ સુધીનું અથવા યોગ્ય લાગે તેટલું લવાજમ બાંધી આપવું વળી આ કામ આખો દહાડો કરવાનું નથી. દિવસનો અમુક ભાગ મુકરર કરાવવો. જરૂર હોય ત્યારે ઠરાવેલા વખત બહાર પણ તેમણે લોકને મદદગાર થવાની સમજુત આપવી. તેમને માટે ઉપર કહેલી જગ્યા અને તેમાં બે ઓરડીઓ બાંધવાની બાબત ઘણા ખર્ચની નથી. થોડી વસ્તી હોય ત્યાં તો

થાંભલાઓ ઉપર છાપરૂં નાંખીને અને ભોંયતળીયું જરા ઊંચું ચણીને જગ્યાને યોગ્ય રૂપ આપી શકાશે. અને તેમાં બે ઓરડીઓને ઠેકાણે રેલવે સ્ટેશન ઉપરના બુકસ્ટૉલ કે લાકડાની પોલીસ કેબીનના ઘાટની બે ઓરડીઓથી ચાલી શકશે. ઘણી ઓરડીઓ સાગટી કરાવતાં એવી દરેક ઓરડીનું ખરચ વધારે નહીં આવે. વળી એવો વહીવટ પડાવવો કે વિશેષ રીતનાં દરદો કે જેમને માટે કેબીનની દવાનો ઉપયોગ રહ્યો ન હોય તેને માટે જ્યારે તેઓ દવાખાનામાં આવે ત્યારે સૌથી પહેલાં તેમની હકીકત સાંભળી લેઇ તેમને તત્પરતાથી દવા આપવામાં આવે. દવા માટે તેમને શીશીઓ કે પ્યાલા તથા પીચકારી કે ચસમાની જરૂર હોય તો તે પણ અપાવવાની તેમને માટે ગોઠવણ કરવી. પથ્યાપથ્ય પાળવાની જરૂર માટે તેમને જોઇતી મદદની પણ ગોઠવણ રખાવવી. દરદની તપાસ માટે દાક્તરે તેમને અડકવાની કે દરદીને માટે તેને ઘેર જઇ તપાસ કરવાની જરૂર હોય ત્યારે તેમ કરવાની અને કોઇ પણ પ્રકારની ફી તેમની પાસે નહીં લેવાની ગોઠવણો કરાવવી. આગગાડીઓમાં તેમને પશુની પેઠે ધંકલી ઘાલવામાં આવે છે તેમ ન થાય તેમાટે ઇલાયદા ડબાની કે ઇલાયદા ખંડની જગ્યા જરૂર રખાવવી. લોકો અને સરકાર તરફથી વખતો વખત રકમો ભરાય એવું એક અંત્યજ મદદનું ફંડ થાપવું અને તેમાંથી અનેક પ્રકારની અનુકૂળતાઓ અંત્યજોને અપાવવાની ગોઠવણો કરવી. હાલ આટલાં વાનાં તેમને માટે સંતોષકારક છે. વળી આગળ ઉપર તેમને વધારે સુખી કરવાના માર્ગો જેમ જેમ મળતા જશે અને વાજબી લાગતા જશે તેમ તેમ તેમનેવધારે સુખ મળે એવી વધારે ગોઠવણો કરી શકાશે. ઉપર કહ્યા પ્રમાણે સઘળી

છીએ; કેમ કે હિંદુરાજાઓ અમારી સ્થિતિ જેવી સમજી શકે તેવી બીજાથી સમજી શકાય નહીં; કેમ કે સમજવી હોય તેણે પ્રથમ સનાતન ધર્મ પાળવો જોઇએ અને તે બીજાથી બને એવું નથી. મિત્રો! પણ ભાવીએ ભૂલાવ્યા હશે એમ ગણી હવે પુનઃ પુરૂષાર્થનો આરંભ કરો. આચારવિચાર-શુદ્ધિના પાલન ઉપર નજર રાખો અને રખાવો. ધર્મ પાલ-નના ઉદ્દેશથીજ, વેપાર, રાજ્ય, વિદ્યા, સેના અને સેવા ચલા-વવામાંજ ઉન્નતિ, કલ્યાણ, સુખ અને સંપત્તિઓ છે એમ નિશ્ચયથી માનો. ધર્મ બુદ્ધિથી પ્રાપ્ત કર્ત્તવ્યોમાં આગળ વધો. એમાંજ અચળ રાજલક્ષ્મી, અચળ વિજય, અચળ નીતિ અને ઉત્તરોત્તર અભિવૃદ્ધિ છે.

> इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।
> विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥
>
> श्रीकृष्ण.
>
> "આ પ્રમાણે ગુપ્તમાં ગુપ્ત જે જ્ઞાન તે મેં તને કહ્યું છે. તેનો સંપૂર્ણપણે વિચાર કરીને પછી જેમ ઇચ્છામાં આવે તેમ કરજે."



## ઉપસંહાર.

૧૨૮. મિત્રો ! ઈશ્વરના અવ્યયપદને પામેલાઓએ અને જીવનમુક્તોએ પણ લોકસંગ્રહને અર્થે આચારશુદ્ધિ પાળવાની જરૂર છે, તો આપણે કે જેઓ હજી તે સ્થિતિએ પહોંચ્યા નથી તેમણે તો અવશ્ય તે પાળવી અને પળાવવી જોઈએ. હિંદુસ્તાન આપણું ઘર છે. તેમાં આપણે બધા થઈને પાંચ ભાઈઓ વસીએ છીએ. ૭ કરોડ વસ્તી તે એક ભાઈ એ પ્રમાણે ૩૦ કરોડ વસ્તીને પાંચ ભાગમાં ગણીને ચાલો. આ ઈશ્વરની સનાતન રચના છે. ઈશ્વરેજ મનુષ્યનું રૂપ ધરીને આ સનાતન રચનાને સ્પષ્ટ કરી છે અને રામ તથા કૃષ્ણ રૂપે તેની સંભાળ લઈ ગતિ આપી છે. પ્રજા વર્ણાશ્રમ ધર્મો બરાબર નિર્વિઘ્ને પાળે અને ધર્મની વૃદ્ધિ તથા અધર્મનો નાશ થાય એમાટેજ રાજ્યસંસ્થાઓની ભારતવર્ષને જરૂર છે. એમાંજ બધી વાતની ઉન્નતિઓ આવી જાય છે. રાજ્યસંસ્થાની જરૂરનું બીજું કંઈ કારણ છેજ નહીં. આ વાત પ્રાચીન કાળના રાજાઓ સમજતા હતા. એ સમજ ઓછી થઈ તેમ પડતી દશા આવી. રાજ વૈભવના અભ્યાસે એ વાત ભૂલાવી તેમ ખરાબી વધી છે. રાજાનો મુખ્ય ઉદ્દેશવાળો ધર્મ પૃથ્વીરાજ અને જયચંદ્ર ચૂકી જઈ એક કન્યા માટે લઢ્યા અને નબળા પડ્યા એ હિંદની પડતીની સ્પષ્ટ શરૂઆત છે. કેવળ ધર્મને માટેજ જીવન રાખ્યું હોત અને મુખ્ય ઉદાર ઉદ્દેશ ન ચૂક્યા હોત તો આવી માઠી દશા હિંદની દશે દિશામાં વ્યાપી ગઈ નહોત. હિંદુ રાજ્યોને માટે અમારી લાગણી આ ધર્મને માટેજ છે, અને ધર્મને માટેજ અમે તે હિંદુ રાજ્યોનો વિસ્તાર વધેલો જોવાને ઇચ્છીએ